## લેખક પરિચય



## ડૉ. પ્રદ્યુમ્ન ખાચર

**નામ** : પ્રા. ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર, એમ.એ., પીએચ.ડી. (ઈતિહાસ)

**હોદ્દો** : અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ, ડૉ. સુભાષ મહિલા કોલેજ, જૂનાગઢ.

**પ્રકાશન** : ૨૩ પુસ્તકો અને ૧૫૦ લેખો

**કટાર લેખન** : લોક કથાની વાતો, મુંબઈ સમાચાર,
સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને, ફૂલછાબ

**વિશેષ સિદ્ધિઓ** : સૌરાષ્ટ્ર યુનિ., ઈતિહાસ ભવનમાં પ્રથમ પ્રો. કેશવલાલ કામદાર પ્રાઈઝ, ગુજરાતી વિશ્વકોશમાં અધિકરણનું આલેખન, એન.સી.સીનું 'સી' સર્ટી. બી. ગ્રેડ સાથે પાસ, યુ.જી.સી માઈનોર રીસર્ચ પ્રોજેક્ટ–'ગીતોમાંથી પ્રાપ્ત થતો સૌરાષ્ટ્રના રાજવીઓનો ઈતિહાસ'., ડૉ. ધીરૂભાઈ પી. વાળા લિખિત **'ઈતિહાસનો આરાધક'** ડૉ. પ્રદ્યુમ્ન ખાચરના જીવન, ઈતિહાસ અને સંશોધન કાર્યને આલેખતું પુસ્તક.

**તસવીર પ્રદર્શનો** : જૂનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ, પ્રભાસ પાટણ, રાંધેજા.

**સંશોધન માર્ગદર્શન** : પીએચ.ડી.ના માન્ય માર્ગદર્શક અધ્યાપક

**મુખ્ય પુસ્તકો** :

(૧) કાઠિયાવાડ સર્વ સંગ્રહ
(૨) ગિરનારનો ઈતિહાસ
(૩) સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી
(૪) તસવીરોમાં જૂનાગઢ
(૫) સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઈતિહાસ
(૬) કાઠીઓ અને કાઠિયાવાડ
(૭) સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ
(૮) કાઠિયાવાડના રાજવીઓ
(૯) બાબી રાજવંશના ગીતો
(૧૦) ભૂચરમોરીની લડાઈ
(૧૧) પ્રાચીન ભારતના વિદેશીયાત્રી
(૧૨) ઈતિહાસ એટલે ?

**મુલાકાતી વ્યાખ્યાતા** : પોલીસ ટ્રેનિંગ સેન્ટર, જૂનાગઢ.
જી.પી.એસ.સી.ના તાલીમા વર્ગો
ઈતિહાસ અનુસ્નાતક કેન્દ્ર, બહાઉદીન કોલેજ
ગ્રામ્ય વિકાસ એજન્સી, પંચાયતી રાજ તાલીમ કેન્દ્ર જૂનાગઢ


ISBN 81924026 2-2
9788192402628











# ઈતિહાસ વારિધિ

## ડૉ. પ્રદ્યુમ્ન ખાચર



# ઈતિહાસ વારિધિ




Re-Accredited Grade A By NAAC
(CGPA 3.05)

**લેખક**
**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**
અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ
ડૉ. સુભાષ મહિલા કોલેજ, જૂનાગઢ

**ITIHAS VARIDHI**

By : Dr. Praduman B. Khachar
Email ID : pkhachar@gmail.com


**પ્રકાશક** : સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ
**પ્રથમ આવૃત્તિ** : ૨૦૧૫–૧૬
**પ્રત** : ૫૦૦
**કિંમત** : રૂા. ૧૭૫

**ISBN** : 978-81-924026-2-8

યુ.જી.સી.ની અનએસાઈન્ડ ગ્રાન્ટ (વર્ષ ૨૦૧૫–૧૬) હેઠળ
સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી મળેલી આર્થિક સહાય દ્વારા પ્રકાશિત

મુખપૃષ્ઠ તસવીર સૌજન્ય : જૂનાગઢ મ્યુઝિયમ, વોટસન મ્યુઝિયમ રાજકોટ

**ટાઈપ સેટીંગ** : નૈસર્ગિક કોમ્પ્યૂટર એન્ડ બુક સેન્ટર, જૂનાગઢ.

**મુદ્રક** : નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
૯, પુનાજી એસ્ટેટ, ધોબીઘાટ, દુધેશ્વર, અમદવાદ.

# અર્પણ

જે સત્ય અને અસત્યનો ભેદ પારખી જાણે છે ને
સચ્ચાઈ શોધીને જે તટસ્થતાથી
બોલી શકે છે, લખી શકે છે, કોકને વાત કરી શકે છે.
એવા
તમામ વિદ્વાનો અને વિષયના
મરમી
ઓને
અર્પણ.

# નિવેદન..

આ પુસ્તકના પ્રથમ લેખમાં જૂનાગઢની પુરાતત્ત્વીય ધરોહરને નવાબીકાળમાં કેવી રીતે સાંચવવામાં આવતી હતી તે જણાવી આજની પેઢીને જાગ્રત કરવાનો હેતુ રહેલો છે, તે જોઈ આપણે આ સાધન સંપન્ન લોકશાહી યુગમાં તો જાગીએ.

બીજા લેખમાં આપણા ઉપર રાજ ચલાવી રહેલા અંગ્રેજોને આપણા રાજવીઓએ કેવી મદદ કરી હતી એ લાચારી બતાવવામાં આવી છે, આ લેખ પ્રથમ વિશ્વયુદ્ધને ૧૦૦ વર્ષ પૂરા થયા તે અનુસંધાને લખવામાં આવ્યો હતો.

ત્રીજા લેખમાં એક મુખપત્ર સમાજ ઘડતરમાં કેવો કેવો ભાગ ભજવી શકે છે તે ઉદઘાટિત કરવામાં આવ્યું છે.

ચોથા લેખમાં રડતી આંખે અને ધ્રુજતી કલમે આજના રાજકારણીઓ, અધિકારીઓ અને જૂનાગઢના પ્રજાજનોને જૂનાગઢ માટે જાગૃત થવા અપીલ કરવામાં આવી છે કે નહી જાગીએ તો જૂનાગઢમાં ઘણું બધું ઈતિહાસને પાને જ રહેશે.

પાંચમાં લેખમાં જેનું અનેરૂ પ્રદાન રહેલું છે. એવા કાઠી દરબારોનું સ્વામિનારાયણ સંપ્રદાયમાં વાસ્તવિક સ્થાન બતાવીને સાચો ઈતિહાસ પ્રગટ કરવામાં આવ્યો છે જો આ સંશોધનને વાંચીને હવે લેખકો કાઠીઓ વિશે આ પ્રદાનને ધ્યાને લેશે તો આ પરિશ્રમ લેખે લાગ્યો ગણાશે.

છઠ્ઠા લેખમાં કાઠિયાવાડ બે હજાર વર્ષથી વેપાર અને સમૃદ્ધિમાં શિરમોર રહયું છે તે વર્ણવવામાં આવ્યું છે.

સાતમાં લેખમાં ભાતિગળ અને સંસ્કૃતિપ્રિય અને રીતરિવાજો અને ઈતિહાસમાં અટલ રહેલ નાત કાઠીઓની રસોઈકળા વિશે વાંચીને આપને જરૂર નવાઈ લાગશે.

આઠમાં લેખમાં જૂનાગઢના મુસ્લિમ નવાબોની સહિષ્ણુતાને વર્ણવી કોમી એકતાનો સંદેશ ફેલાવવામાં આવ્યો છે.

નવમાં લેખમાં ગુજરાતના પરમારો વિશેની ઝલક આપવામાં આવી છે.

અંતિમ લેખમાં કાઠિયાવાડમાં સૌ પ્રથમ પ્રસિદ્ધ થયેલ મુખપત્રનું પ્રજાઘડતર અને કુરિવાજો હટાવવામાં કેવા કેવા રમૂજી ગીતો મૂકી પ્રજાને ઢંઢોળી હતી તે વર્ણવાયું છે.

આજે જયારે જે ગરીમા પૂર્ણ સંસ્થાઓએ પોતાના ઉચ્ચ ધોરણો અને દીર્ઘદ્રષ્ટિથી ખૂબ જ વ્યવસ્થિત અને સમાજોપયોગી કાબિલે દાદ રીતે સલામીને પાત્ર રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સંગોષ્ઠીનું આયોજન કર્યું હતું. તેના પરિણામ સ્વરૂપે જ

આપના કર કમળોમાં આ પુસ્તક મૂકી શકાયું છે, તેનો તમામ યશ એમના આયોજકોને જ મારે આપવો છે ને એમાટે હું તેમનો આભારી છું.

૧. વાય.એસ.આર્ટસ કોલેજ, દેવગઢબારિયા
૨. સૂરસંવાદ રેડિયો, સીડની ઓસ્ટ્રેલિયા
૩. ઈતિહાસ ભવન, સરદાર પટેલ યુનિવર્સિટી વલ્લભ વિદ્યાનગર
૪. જૂનાગઢ જિલ્લાનો ફૂલછાબનો ખાસ વિશેષાંક
૫. અક્ષરધામ સ્વામિનારાયણ મંદિર, નવી દિલ્હી
૬. નટનાગર શોધ સંસ્થાન, સીતામઉ, મધ્યપ્રદેશ
૭. માખનલાલ ચતુર્વેદી મહિલા કોલેજ, ખંડવા, મધ્યપ્રદેશ
૮. પુરાતત્વ અભિલેખાગાર એવમ સંગ્રહાલય, ઈન્દોર, મધ્યપ્રદેશ
૯. સ્વરાજ સંસ્થાન સંચાલનાલય, ભોપાલ મધ્યપ્રદેશ

મને શ્રદ્ધા છે આજના હળાહળ કટપેસ્ટને ઉતાવળ વાળા જમાનામાં નમાલા પુસ્તકો પોતાની જાતે જ મરી જાય છે. જયારે આ શોધ પત્રોને કોઈ પારસમણીએ ચડાવી ચકાસશે તો મને જરૂર ગમશે. આ પુસ્તક વિશે વધારે શું લખું પુસ્તક તો આપના હાથમાં તપાસવા આપ્યું જ છે તો આપ જ યથાયોગ્ય નિર્ણય કરશો. વિદ્વાનો મારા આ ચોવીસમાં ગ્રંથ પુષ્પને આશીર્વાદ આપે જેથી પ્રજા ઘડતરના વાસ્તવિક કાર્યને વેગ મળશે.

આ દરેક સેમિનારમાં મને દૂર દૂર જવા માટે ટ્રસ્ટી શ્રી જવાહરભાઈ ચાવડા અને પ્રિન્સિપાલ ડૉ. બલરામ ચાવડાએ કાયમ પરવાનગી આપી છે, એ વિના આ પુસ્તક શકય ન બન્યું હોત તો તેમનો હું ઋણી છું. મારા સાથી મિત્ર પ્રા. પી.આર.મારૂ અને ડૉ. ધીરૂભાઈ વાળાનો સાથ સહકાર રહયો છે. તો તેમને યાદ કરવા જ રહ્યા. ઈતિહાસ ભવનના અધ્યક્ષ ડૉ. પ્રફુલ્લા બહેન મને આવી તકોમાં આગળ દોરતા રહ્યા છે. તો તેમનો આભારી છું.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના પ્રકાશન વિભાગે આ પુસ્તકને આર્થિક સહાય આપીને પ્રકાશિત કરી મને ઉપકૃત કર્યો છે તેમનો ખાસ ને ખાસ આભાર. ઉપરાંત ટૂંક સમયમાં નવ પ્રભાત પ્રિન્ટીગ પ્રેસ અમદાવાદ અને ટાઈપ સેટીગ કરનાર દીપક જોષીને પણ યાદ કરવા જોઈએ.

તા. ૨૪/૨/૨૦૧૬ **ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**
જૂનાગઢ

# અનુક્રમણિકા

# ૧. જૂનાગઢ રાજ્યનું પુરાતત્ત્વ ક્ષેત્રે પ્રદાન

પ્રાચીન શહેરની રાજધાની જૂનાગઢ અને ઐતિહાસિક અને પુરાતત્ત્વીય મહત્ત્વ ધરાવતુ શહેર છેલ્લા ત્રણ હજાર વર્ષથી રહ્યુ છે. કાઠિયાવાડના ઘણા બધા રજવાડાઓએ અંગ્રેજોની સલાહ અને દબાણથી પોતાના રાજયમાં ઈતિહાસ અને પુરાતત્ત્વનો વારસો જાળવવા માટે કોઈ સંસ્થાઓ ઉભી કરી તેને જાળવવાનું સ્તુત્ય પગલુ ભર્યુ હતુ. આવી જ રીતે કાઠિયાવાડના સૌથી મોટા જૂનાગઢ રાજયએ પણ નવાબ મહાબતખાનજી ત્રીજાના કાળમાં ઈ.સ.૧૯૧૫માં રાજયના મુખ્ય ઈજનેર ઈ.બ્રુકસ ફોકસના પ્રયત્નથી આર્કિયોલોજીકલ સોસાયટીની સ્થાપના કરી હતી.

જૂનાગઢ રાજયમાં ઈતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રમાં વધુને વધુ ઉંડા રસની શરૂઆત નવાબ મહાબતખાનજી બીજાના સમયથી થઈ હતી એમના પછીના નવાબના સમયમાં ઈ.સ.૧૮૮૮માં કેમ્પબેલે બોરિયા સ્તુપનું ઉત્ખનન કર્યુ અને બડી લાખામેડી વગેરે જગ્યાઓ હાથ લાગી હતી અને જૂનાગઢમાં બૌદ્ધ ધર્મ પ્રચલિત હોવાના પાકા પુરાવાઓ મળ્યા હતા.

જૂનાગઢ રાજયએ ઈ.સ.૧૮૯૦ પછીથી જે જે પુરાતત્ત્વને ક્ષેત્રે કામગીરી કરી હતી તેને આપણે નીચેના મુદાઓ દ્વારા સમજીશું અને જે કામગીરીનો સરવાળો કરતા જૂનાગઢ રાજયે ઈતિહાસ અને પુરાતત્ત્વને બચાવવા અને સમાજમાં ફેલાવવા માટે કેવી જાગૃતિ રાખી હતી તેનો ખ્યાલ અવશ્ય મેળવી શકાય તેમ છે.

**સુદર્શન તળાવનો સાઈટ બતાવતો નકશોઃ**

આખા ભારતનું સૌથી જૂનું ઈતિહાસમાં ઉલ્લેખિત તળાવ જૂનાગઢમાં હતું પણ તેના સ્થાન વિશે અનેક મંતવ્યો હતા ત્યારે આ નકશો પ્રાચીન તળાવની સાઈટ બતાવવા તા.૧૭/૫/૧૮૯૬ના રોજ ગોંવિદ સદલીગ અને નાથાલાલ લીલાધરે બનાવ્યો હતો[૧] અને પછી તા.૧૪/૧૨/૧૯૦૦ના રોજ મહાદેવ આત્મારામ ડ્રાફ્સમેને બીજી નકલ કરી હતી.તે પછી રાજયના સર્વેયર સુદર્શન ગણેશે તા.૧૮/૧૨/૧૯૦૦ના રોજ ફરી નકલ કરી આજ સુધીના ઈતિહાસ લેખનમાં આ નકશો ઉપયોગમાં લેવાયો નથી, તેની આ વિગતો આજે અહીં પ્રથમવાર પ્રગટ થઈ રહી છે.

**મ્યુઝિયમની સ્થાપના :**

જૂનાગઢ રાજયે ઈ.સ.૧૯૦૧માં પોતાનુ અલગ મ્યુઝિયમ ઉભું કરી રાજયના લોકોમાં ઈતિહાસ અને પુરાતત્ત્વનો રસ ઉભો કર્યો હતો અને લોક માનસનું ઘડતર



કરવામાં મહત્ત્વનો મ્યુઝિયમે ભાગ ભજવ્યો હતો અને રાજયે મ્યુઝિયમને અનેરૂ અને નમૂનેદાર બનાવવા માટે પ્રયત્નો કર્યા હતા.આથી રાજયે તા.૨૩/૭/૧૯૧૨ના રોજ જે.એચ.માર્શલ ડિરેકટર જનરલ ઓફ આર્કિયોલોજી ઈન ઈન્ડિયાએ સીમલાથી જૂનાગઢ પત્ર લખી કલકત્તા મ્યુઝિયમ માટે એન્ટીક નમૂનો મંગાવ્યો હતો[૨] એ બાબત પણ એમ સિદ્ધ કરે છે કે જૂનાગઢનું મ્યુઝિયમ કેવુ સમૃદ્ધ અને નમૂનેદાર હશે તેથી અહીંથી તે નમૂનો મંગાવ્યો છે.

મ્યુઝિયમે પ્લાસ્ટર ઓફ પેરિસનું મથુરા લાયન કેપીટલ કાસ્ટ છેક વિલાયતથી (ઈંગ્લેંડ) મંગાવ્યુ હતુ તેને કલકત્તાથી જૂનાગઢ સુધીના રેલવે નૂરના રૂા.૨૨ અને સ્ટેશનથી ઓફિસે લાવવાના રૂા.૦–૮–૦ ગાડી ભાડાના થયા જેની કિંમત રૂા.૬૫–૧૩–૪ હતી, તેને શરૂઆતમાં મ્યુઝિયમમાં ડેડસ્ટોક રજીસ્ટર નં.૧૧૪થી નોંધેલ[૩] અને હાલમાં જૂનાગઢ મ્યુઝિયમમાં(સકકરબાગ મ્યુઝિયમ) પ્રદર્શિત છે.

**અશોક શિલાલેખ ઉપર મકાનનું બાંધકામઃ**

જૂનાગઢમાં સમગ્ર ભારતમાં ગર્વ લઈ શકાય તેવો અશોક શિલાલેખ આવેલ છે.તેની સૌપ્રથમ જાણ ઈ.સ.૧૮૨૨માં કર્નલ ટોડે આપણને કરી હતી અને એ પછી ઈ.સ.૧૮૩૮માં જેમ્સ પ્રિન્સેપે તેને ઉકેલ્યો હતો અને તેની શુઘ્ધ વાચના જૂનાગઢના ભગવાનલાલ ઈન્દ્રજીએ કરી હતી.પછીથી બ્રિટીશ અધિકારીઓએ તેની અગત્યતા સમજીને નવાબને તેની જાળવણી કરવા તેની ઉપર એક મકાન બાંધવાનું કહેતા કર્નલ સીલીના હાથે જ અશોક શિલાલેખના મકાનનું ખાતમુહૂર્ત કરાવ્યુ અને ઈ.સ.૧૯૦૦માં કુલ રૂા.૮૬૬૨–૧૫–૯ના ખર્ચે[૪] રાજયે બાંધ્યું, આ કાર્ય એ પણ આપણા પ્રાચીન ઐતિહાસિક વારસાને અને મહાન અશોકના ઈતિહાસ અને સદભાવનાને જાળવી લેતુ ગણાવી શકાય.આ મકાનનો સરસ મજાનો ડિઝાઈનવાળો બ્લુપ્રિન્ટવાળો પ્લાન બનાવેલો આજે પણ માલુમ પડે છે.આ મકાન બંધાયા બાદ તેને દર વર્ષે વ્હાઈટ વોશ કરવો પડતો હતો કારણકે આ મકાનમાં યાત્રાળુઓ કોલસાથી અંદર પોતાના નામો લખી જતા હતા અને તે પછીથી રાજયે ત્યાં કાયમી ચોકીદાર રાખવાનું ઠરાવ્યું હતું.

**'આર્કિયોલોજીકલ સોસાયટી'ની સ્થાપના ઈ.સ.૧૯૧૫ઃ**

જૂનાગઢ રાજયના પુરાતત્ત્વના રક્ષણ અને વિકાસ, લોકસમજ, લોકજાગૃતિ તથા સંશોધન અર્થે ઈ.સ.૧૯૧૫માં આ સંસ્થાની સ્થાપના કરી હતી અને ઉદાર એવા નવાબે આ સંસ્થાને નીચે મુજબના વર્ષોમાં મોટી રકમની આ મુજબ ફાળવણી કરી હતી કે

જેથી કરીને સંસ્થા આર્થિક બાબતને લીધે ભાંગી ન પડે.

| | |
|---|---|
| ઈ.સ.૧૯૧૫/૧૬ | ૩૦૦૦ |
| ઈ.સ.૧૯૧૬/૧૭ | ૩૦૦૦[૫] |
| ઈ.સ.૧૯૧૭/૧૮ | ૩૦૦૦ |
| ઈ.સ.૧૯૩૫/૩૬ | ૧૦૦૦ |
| ઈ.સ.૧૯૩૭/૩૮ | ૧૦૦૦ |
| ઈ.સ.૧૯૩૮/૩૯ | ૧૦૦૦ |
| ઈ.સ.૧૯૩૯/૪૦ | ૧૦૦૦[૬] |
| ઈ.સ.૧૯૪૦/૪૧ | ૧૦૦૦ |

આ સંસ્થાના વડા તરીકે મોટાભાગે બહાઉદીન કોલેજના પ્રિન્સિપાલોને જ નીમવામાં આવ્યા હતા, આ સોસાયટીએ એક ગ્રંથાલય પણ સંશોધકો માટે ઉભુ કર્યુ હતુ અને સોસાયટીમાં નિયમિત રીતે 'ધ ઈન્ડિયન એન્ટીકવેરીનું જર્નલ ઓફ ઓરિએન્ટલ રિસર્ચ 'મેગેઝિન રૂા. ૨૦ ભરીને મંગાવવામાં આવતુ હતુ.[૭]આ સોસાયટીમાં બહાઉદીન કોલેજના પ્રિ.સૈયદ નવાબઅલીએ પ્રમુખ તરીકે સારી એવી કામગીરી કરી હતી. આ સોસાયટીની વાર્ષિક મીટીંગ મળતી હતી અને સોસાયટીની દરવર્ષની કામગીરીનો અહેવાલ બહાર પડતો હતો. આમાના થોડાક વર્ષોના અહેવાલ તપાસતા જણાય છે કે આ સંસ્થાએ ઈતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રમાં સારી એવી કામગીરી કરી હતી અને રાજયના પુરાતત્ત્વીય સ્મારકો જાળવ્યા હતા. આ સોસાયટીના ગ્રંથાલય માટે રૂા.૧૦૦૦ના પુસ્તકો ખરીદવાની મંજૂરી અપાઈ હતી[૮] અને ગુજરાત રિસર્ચ સોસાયટી બોમ્બે પાસેથી જૂનાગઢે પોતાના પનોતા પુત્ર અને ઈતિહાસકાર એવા ભગવાનલાલ ઈન્દ્રજીના સંશોધનના વોલ્યુમ મંગાવ્યા હતા.

**ધ એન્શીયન્ટ મોન્યુમેન્ટ પ્રિઝર્વેશન એકટ ઓફ જૂનાગઢ સ્ટેટ ઈ.સ.૧૯૩૩:**

જૂનાગઢ રાજયમાં શાસકો અને બ્રિટીશરોની જાગૃતિને હિસાબે ધીરેધીરે ઈતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રમાં પ્રગતિના મંડાણ થયા હતા, આથી ઈ.સ.૧૯૧૫માં જૂનાગઢમાં 'આર્કિયોલોજીકલ સોસાયટી'ની સ્થાપના થઈ હતી અને ત્યારબાદ રાજયની તે બાબતની વધુ સભાનતા કેળવવાની જરૂર લાગતા રાજયે આ કાયદો બહાર પાડીને પ્રાચીન ઐતિહાસિક વારસાને જાળવવા માટેનું કાયદાકિય રક્ષણ પુરુ પાડવા આ ધારો તા.૬/૧૨/૧૯૩૨ના રોજ પસાર કર્યો હતો અને તેને તા.૧/૩/૧૯૩૩થી અમલમાં



મૂકયો અને તેનો ભંગ કરનારને રૂા.૧૦૦૦નો દંડ કરવામાં આવતો હતો.

**પુસ્તક પ્રકાશન માટે સહાયઃ**

ઈતિહાસ,પુરાતત્ત્વ અને સંસ્કૃતિને લગતા પુસ્તકો પ્રસિદ્ધ કરનારને કે રાજય અમુક વખતે ઉદાર હાથે મદદ કરતા હોવાના ઉલ્લેખો પણ પ્રાપ્ત થાય છે. દા.ત. 'મિરાતે મુસ્તફાબાદ' અને 'મહાબત આલબમ'ના લેખક જી.એ.શેખ તથા બર્જેસને મદદ મળી હતી.

**સંશોધકોને મદદઃ**

રાજયનો આખરે ઉમદા હેતુએ હતો કે લોકોમાં ઈતિહાસ અને પુરાતત્ત્વમાં રસરૂચિ કેળવાય તે માટે જે જે કોઈ ઈતિહાસકારો કે લેખકો સંશોધનનું કાર્ય કરી રહ્યા હોય તે પછી જૂનાગઢ રાજયના નહી પણ ગુજરાતના કોઈપણ રાજયના હોય તેમને રાજયે જોઈતી મદદ આપી હતી.નવાબ મહાબતખાનજી બીજાએ ડો.ભગવાનલાલ ઈન્દ્રજીને રૂા.૨૦૦ ના માસિક પગારથી[૯] રોકી ભારતના ઈતિહાસ અને વારસાને જાળવતા અવશેષો અને શિલાલેખો અને સંસ્કૃતિની જાળવણી માટે રાખ્યા હતા અને તેઓએ આ બાબતે અનેરા પ્રવાસો કરી શોધખોળ કરી તેના અહેવાલ રાજયને દર ત્રણ મહિને જૂનાગઢ મોકલ્યા હતા અને તે અહેવાલ 'સૌરાષ્ટ્ર દર્પણ'માં[૧૦]અને પછી 'પુરાતત્ત્વ'નામના માસિકમાં છપાયો હતો,જેથી લોકોને એ ઇતિહાસ અને સંસ્કૃતિનો ખ્યાલ આવ્યો હતો.

ગુજરાત કોલેજના ઈતિહાસના પ્રો.એમ.એસ.કોમિસેરિયટ કે જેમણે 'હિસ્ટ્રી ઓફ ગુજરાત' નામના અંગ્રેજી ભાષામાં ત્રણ વોલ્યુમ લખ્યા હતા તેમણે ઈ.સ.૧૯૩૪માં જૂનાગઢ રાજયને દીવ શહેર અને કિલ્લા અને જૂનાગઢની તસવીરો માટે લખ્યુ હતુ,ત્યારે તરત જ જૂનાગઢ રાજયે તેની ઉપલબ્ધી કરાવવામાં મદદ કરી હતી અને દીવના ગવર્નરને લખીએ તસવીરો મેળવી અપાવી હતી.[૧૧]આ ઉપરાંત કોમિસેરિયટને ઉનામાં આવેલા તળાવના સંવત ૧૫૮૨ના સંસ્કૃત લેખ અને મલેક અયાઝની કબર ઉપરના પર્શિયન લેખની જરૂરિયાત હોવાથી તે બન્ને લેખો તરત જ મોકલી આપવાની વ્યવસ્થા કરી આપી હતી. પાલીતાણા રાજયમાં 'હિસ્ટ્રી એન્ડ રિસર્ચ ડિપાર્ટમેન્ટ પાલીતાણા' હતુ અને સરદાર કિશોરસીગ બરૂત રાજયના ઈતિહાસકાર હતા તેમણે જૂનાગઢ રાજય પાસેથી જૂનાગઢના ઇતિહાસની વિગતો મંગાવી હતી તે વિગતો તરત તેમને પુરી પાડવામાં આવી હતી.[૧૨]

ડો.ડી.આર.ભાંડારકર તા.૧૫/૪/૧૯૦૯ના રોજ અશોક શિલાલેખનું રબિંગ લેવા જૂનાગઢ આવ્યા ત્યારે તરત જ શૈલલેખવાળુ મકાન સાફસુફ કરાવી રાખી અને ત્યાં માણસ રાખી અને રાજયના મહેમાન તરીકે તેમને રાખી રબિંગ લેવરાવી આપ્યુ હતું.

આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઈન્ડિયાના મિ.જોશી જૂનાગઢ અશોક શિલાલેખનું રબીંગ લેવા માટે નવેમ્બર ૧૯૩૬માં આવ્યા હતા, ત્યારે રાજયે તેમને મહેમાન તરીકે રાખી બધી જ વ્યવસ્થા કરી આપી હતી. મિ.ભંડારી કરીને એક વ્યકિત જૂનાગઢના ઈતિહાસ સંશોધન માટે આવતા તેને ડાક બંગલામાં સ્ટેટ ગેસ્ટ તરીકે ઉતારો આપવામાં આવ્યો હતો અને રેલવે સ્ટેશને તેમને તેડવા માટે ઘોડાગાડી મોકલવામાં આવી હતી,આવુ માન જૂનાગઢ રાજય સંશોધકોને આપતુ હતુ.

ઈન્ડિયન હિસ્ટોરિકલ રિસર્ચ ઈન્સ્ટીટયુટ સેન્ટ ઝેવિયર્સ કોલેજ મુંબઈના સભ્યો જૂનાગઢના પુરાતત્ત્વીય અવશેષો માટે જૂનાગઢ નવેમ્બર ઈ.સ.૧૯૩૫માં આવ્યા હતા અને તેઓ તે કામગીરી કરીને પરત ગયા પછી તેમણે મિ.સિકવેરા ઉપર આભાર પત્ર લખ્યો હતો કે રાજયનો સાથ અને સહકાર સારો રહ્યો,આ બાબત જ બતાવે છે કે રાજયને ઈતિહાસ અને વારસાને જાળવવામાં રસ હતો.

**રક્ષિત સ્મારકોનો નિભાવણી ખર્ચઃ**

જૂનાગઢ રાજયે રાજયમાં કેટલાક સ્થળોને રક્ષિત સ્મારકો તરીકે જાહેર કરી રાજયના ગેઝેટમા તેની યાદી બહાર પાડી હતી.એટલું જ કરીને રાજયે સંતોષ માન્યો નહોતો પણ રક્ષિત સ્મારકોની જાળવણી માટે ખર્ચ કરવામાં આવતો જરૂર જણાય તે જગ્યાએ ચોકીદારની વ્યવસ્થા કરવામાં આવી હતી.

દર વર્ષે આર્કિયોલોજીકલ સોસાયટી અને રાજય દર વર્ષે રક્ષિત સ્મારકોની પાછળ થતા ખર્ચના આંકડાઓ જાહેર કરતુ હતુ,જેમાંથી આ વિગત જાણી શકાય છે તે તપાસતા એમ કહી શકાય કે રાજયએ સમય પ્રમાણે ખૂબ જ સારા પ્રમાણમાં રક્ષિત સ્મારકોને જાળવવાનો ઉમદા પ્રયત્ન કર્યો હતો. સોમનાથના જૂના મંદિરની કંપાઉન્ડ વોલની દીવાલ રાજયએ ઈ.સ.૧૮૯૮માં રૂા.૧૨૫૧–૧૧–૩ના ખર્ચે બંધાવી આપી હતી.[૧૩] પ્રભાસપાટણની બાજુમાં આવેલ ઈ.સ.ની પહેલી બીજી સદીની મંડોરની ગુફાઓ રાજયએ ઈ.સ.૧૯૨૩માં દીવાન વીરાવાળા મૂળુવાળાની તાકીદથી રૂા.૪૯૬ના ખર્ચે સમરાવી હતી.



ઈ.સ.૧૯૩૬માં રાજયએ પ્રભાસપાટણનું જૂનું સોમનાથનું મંદિર રૂા.૧૪૪, અશોક શિલાલેખ રૂા.૩૯૨,ખાપરા કોડિયાની ગુફાઓ રૂા.૭૩ અને મોટી ધણેજનું જૂનુ શિવમંદિર રૂા.૬૦૦ એ કુલ મળીને રૂા.૧૨૦૯ના ખર્ચે રક્ષિત સ્મારકોને જાળવવા પાછળ ખર્ચ કર્યો હતો.

ઈ.સ.૧૯૩૯માં પ્રભાસપાટણના જૂના સોમનાથ મંદિર રૂા.૧૪૪, અશોક શિલાલેખ રૂા.૧૫૧,માઈ ગઢેચીની જગ્યા જૂનાગઢ રૂા.૫૩૦ એમ કુલ ૮૨૫નો ખર્ચ કરી રિપેરીંગ કરવામાં આવ્યુ હતું.ઈ.સ.૧૯૩૭ થી ૩૮માં માઈગઢેચીની જગ્યાની જાળવણી માટે રૂા.૨૨૬૫નો ખર્ચ કરવામાં આવ્યો હતો.

રાજય લગભગ દરવર્ષે અશોક શિલાલેખ અને જૂનું સોમનાથ મંદિર પ્રભાસપાટણ અને માઈ ગઢેચીની જગ્યાની જાળવણીની પાછળ રૂા. બે થી અઢી હજારનો ખર્ચ કરતુ માલુમ પડે છે. વળી આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઈન્ડિયાના સુપ્રિન્ટેન્ડેન્ટ દર વર્ષે રાજયને પૂછીને અહેવાલ મંગાવતા કે દરવર્ષે રાજય રક્ષિત સ્મારકોની જાળવણી માટે કેટલો ખર્ચ કરવામાં આવે છે તેવા અહેવાલોની છુટક યાદી ઈ.સ.૧૯૧૦થી ૧૯૪૦ સુધીની જોવા મળે છે કદાચ વચ્ચે રાજયએ પ્રાચીન સ્મારકોની જાળવણી પાછળ કોઈ ખર્ચ કર્યો હોવાનું માલુમ પડતુ નથી. આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઈન્ડિયાએ જૂના સોમનાથ મંદિરની જાળવણી માટે રાજયએ શું શું કર્યુ ? તેની માહિતી માંગતા તેને તે માહિતી રાજયએ એ માહિતી મોકલી હતી.

**તસવીરો દ્વારા ઈતિહાસ :**

ઈતિહાસ અને પુરાતત્ત્વમાં લોકોને અને વિદ્યાર્થીઓ અને સંશોધકોને રસ લેતા કરવાનો સૌથી ઉત્તમ ઉપાય તસવીરો બતાવીને જાગતા કરવાનો છે. આથી દરેક લેખકો અને સંશોધકો પોતાના સંશોધનમાં અને પુસ્તકમાં અવશ્ય તસવીરો મૂકતા હોય છે,પરંતુ તે તસવીરો મેળવવાનું કાર્ય અઘરૂ અને ખર્ચાળ બનતુ હોય છે.પણ જૂનાગઢ રાજય તો આવી કોઈપણ તસવીર કોઈ માંગે ત્યારે તરત જ મોકલી આપતુ જણાય છે. જે પછી કોઈ ખાનગી વ્યકિત હોય કે ખાતુ હોય. પુરાતત્ત્વખાતાએ ઉપરકોટની પુરાતની તોપની તસવીરો અને ઇતિહાસ મંગાવેલ ત્યારે રાજયએ તરત જ એ તોપનો વિસ્તૃત ઈતિહાસ વ્યાસ,વજન,માપ વગેરે સહીત અને તસવીરો મોકલી આપી હતી. આજ રીતે ડો.ડી.આર ભાંડારકરને રાજયે તા.૨૪/૮/૧૯૧૨ના તોપનો ઈતિહાસ અને તસવીરો મોકલી આપી હતી.

મિ.એફ.નેલ્સન નામનો પ્રખ્યાત તસવીરકાર હતો તેની પાસે રાજયે જૂનાગઢ શહેરના પ્રાચીન ઐતિહાસિક સ્થળોના ૧૨ મોટા અને ૬ નાના ૧૨×૧૦ના અઢાર આલબમ[૧૪] એપ્રિલ ૧૯૦૧માં રૂા.૧૦૨૪ના ખર્ચે તૈયાર કરાવ્યા હતા, જે તસવીરો આજે ૧૦૦ વર્ષ પછી જૂનાગઢ કેવુ હતુ તેની આજે પણ સાક્ષી પુરી રહી છે અને બ્રિટીશ લાઈબ્રેરીમાં આજે પણ જળવાયેલી છે.

મિ.કઝીન્સ સોમનાથનું મંદિર જોવા આવેલા અને તેનું અવલોકન કરી તેણે ઉપરની પત્રિકાઓ અને તસવીરો તથા તલમાન બનાવેલ અને તેને પ્રસિદ્ધ કરેલ ત્યારે રાજયે તેને મદદ કરી હતી.

રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ સી.મેઈને ને ઈતિહાસ અને પુરાતત્ત્વમાં ઉંડો રસ હતો અને તે સંશોધન કરી રહ્યા હતા ત્યારે તેમની જરૂરિયાત મુજબ જૂનાગઢ રાજયે ૪×૩ ની ઉપરકોટ, બૌદ્ધગુફાઓ બે,અશોક શિલાલેખ, દામોદરકુંડ, સોમનાથ મંદિર બે,તસવીરો ઈસ્માઈલ નામના તસવીરકાર પાસે લેવડાવી મોકલાવી હતી.[૧૫]

**રક્ષિત સ્મારકોની તકતીઓ :**

રાજયના કાયદા મુજબ કેટલાક પ્રાચીન ઐતિહાસિક સ્થળોને રાજયે રક્ષિત સ્મારક તરીકે જાહેર કર્યા હતા અને તેની લોકોને જાણ થાય અને લોકો તેને કોઈ નુકશાન ન કરે અને જો કરે તો તે ગુનો બનતુ હોવાનુ કાર્ય હોવાનો લોકોને ખ્યાલ આવે તેવા હેતુથી રાજયમાં આવેલા દરેક જૂના રક્ષિત સ્મારકોને સ્થળે ૫×૨ા ફુટમાં સિમેન્ટના પાટિયામાં અંદરથી કોતરેલા અક્ષરો વાળી ૧૭ તકતીઓ રૂા.૩૯૮ના ખર્ચે [૧૬]ઈ.સ.૧૯૪૦ આસપાસમાં લગાડવાનું કાર્ય કરવામાં આવ્યુ હતું.

**લોક જાગૃતિ માટે પત્રિકાઓ :**

ઈતિહાસ અને પુરાતત્ત્વની જાળવણીની સમજ વિકસાવવા માટે રાજયએ ઈ.સ.૧૯૩૮માં પોતાના વિસ્તારમાં રહેલા છુટા છવાયા શિલ્પો, મૂર્તિઓને જાળવવા, સાંચવવા અને તેની માહિતી મેળવવા મોકલાવવા માટે રાજય આખામાં સરકયુલરો મોકલાવ્યા હતા અને ૪૦૦ ગુજરાતી પત્રિકાઓ અને ૧૭૫ અંગ્રેજી પત્રિકાઓ આમજનતામાં વહેતી મૂકી હતી, જે પત્રિકાએ ઈતિહાસ અને પુરાતત્ત્વને જાળવવાની લોકસમજ વિકસાવવામાં મદદરૂપ નીવડી હતી. હજુરખાતાએ લોકોને એવી સૂચના આપી હતી કે શહેરની અંદરના મુખ્ય રસ્તા ઉપર આવેલ જૂની ઈમારતોમાં રાજયની મંજૂરી વિના ફેરફાર ન કરવો અને સર્કલ ચોકમાં તો એક સરખી બાંધણી રાખવાનો અને



રંગ કરાવવાનો નિયમ હતો,આજે તો સર્કલ ચોક આડેધડ ફેરફારો કરતા વરવો દેખાય છે, તે આપણી હેરીટેઝ પ્રત્યેની બેદરકારી સૂચવે છે.

**પોલિટીકલ એજન્સી અને પુરાતત્ત્વખાતા વચ્ચેનો રાજયનો વ્યવહાર :**

જૂનાગઢ રાજયની સાથે રાજકોટની પોલીટીકલ એજન્સી અને પૂના સ્થિત પુરાતત્ત્વખાતાએ જે પત્ર વ્યવહારો કર્યા હતા, તે આપણને આજે દફતરોમાં સદભાગ્યે પ્રાપ્ત થાય છે, જેમાંથી પણ જૂનાગઢ રાજયની ઈતિહાસ અને પુરાતત્ત્વ તરફની દષ્ટિ અને વ્યવહાર તથા કામગીરી વિશે જાણી શકાય છે.

ગવર્મેન્ટ ઓફ બોમ્બે એ આર્કિયોલોજીકલ પ્રોગ્રેસ રિપોર્ટમાં જૂનાગઢમાં પુરાતત્ત્વીય પ્રવૃતિનો અહેવાલ વિસ્તૃત અહેવાલ છપાયો હતો અને તેને અવલોકતા માલુમ પડે છે કે જૂનાગઢ રાજય આ બાબતમાં સંતોષકારક કામ કરી રહ્યુ હતું.

તા.૧૪/૧૧/૧૯૧૧ના રોજ ડો.ડી.આર. ભાંડારકર આસીસ્ટંટ સુપ્રિન્ટેન્ડેન્ટ આર્કિયોલોજીકલ સર્વે વેસ્ટર્ન સર્કલ પૂના એ પોલીટિકલ એજન્ટ સોરઠ પ્રાંત જેતલસરને પત્ર લખેલ કે રાજયમાં જૂના મકાનોની જાળવણી કેવી રીતે અને કયારે કયાં કેટલા ખર્ચે કરી હતી તે લખી જણાવવા કહ્યુ ત્યારે રાજયએ એ બાબતમાં જે જે પગલાઓ ભર્યા અને કામગીરીનો અહેવાલ તા.૧૭/૭/૧૯૧૧ના રોજ જે.આર.કાર્લેસ મેજરે અને રાજયના ચીફ એન્જિનિયરે વિગતવાર મોકલ્યો હતો.[૧૭]

તા.૧૬/૭/૧૯૧૨ના રોજ જે.એચ. માર્શલ ડિરેકટર જનરલ ઓફ આર્કિયોલોજી ઈન ઈન્ડિયાએ જૂનાગઢ ના એડમીનીસ્ટ્રેટરને પત્ર લખી જૂનાગઢ રાજયની પુરાતત્વીય માહિતી મોકલવા બદલ આભાર માનેલ હતો જે બાબત જૂનાગઢ રાજયની પુરાતત્ત્વીય ક્ષેત્રની કામગીરી સંતોષકારક હોવાનું પ્રતિપાદિત કરે છે.

રાજકોટના વોટસન મ્યુઝિયમના કયુરેટરએ તા. ૨૯/૭/૧૯૧૩ના રોજ જૂનાગઢ રાજયના એડમીનીસ્ટ્રેટરને તા.૨૯/૭/૧૯૧૩ના રોજ પત્ર લખી જણાવેલ કે અમે આપના રાજયમાં આવેલા સાણા વાંકિયાના ડુંગરમાં આવેલ ગુફાઓ જોવા માટે ગયેલા ત્યારે માલુમ પડેલ છે[૧૮] કે એ ગુફાઓનો ખોટો ઉપયોગ થઈ રહેલ છે, ગુફાઓમાં પશુઓ બેસે છે તો તેને જાળવવાની જરૂર છે આટલુ લખતા તરત જ રાજયના ચીફ એન્જિનિયર બ્રુક ફોકસે ગુફાની મરામત માટે પગલા લીધા હતા એ પણ બતાવે છે કે રાજય પાસે રક્ષિત સ્મારકો કે પુરાતત્ત્વીય અવશેષોની જાળવણી કે ખરાબી બાબતે રજૂઆત થાય ત્યારે રાજય તરત પગલા લેતુ હતું.

ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઈન્સ્ટીટયુટ પૂના દ્વારા મહાભારતની હસ્તપ્રતો ભેગી કરવાનું અભિયાન શરૂ કરાયુ હતુ,તે બાબતની શોધખોળ કરવા તેમણે પોલિટીકલ એજન્ટ રાજકોટને જાણ કરતા જૂનાગઢ રાજયે તરત તે બાબતની રાજયમાં શોધખોળ કરાવી હતી અને કેશોદમાંથી મગનલાલ રણછોડ પાસેથી હસ્તલિખિત મહાભારતના ત્રણ પર્વો આદિપર્વ, વનપર્વ, દ્વોણપર્વ શોધાવી એ માહિતી પૂના તરત જ મોકલી આપી હતી.[૧૯]

તા.૧૧/૧૧/૧૯૩૬ના રોજ પંડિત માધોસ્વરૂપવત્સે પત્ર લખેલ કે રાજયમાં રહેલા છુટક શિલ્પો અને શિલાલેખોની હાલત કેવી છે તેને જાળવવા રાજય શું કરે છે ત્યારે રાજયના પુરાતત્ત્વના ક્ષેત્રે સંતોષકારક અને સારી પ્રગતિ થયેલી જોવા મળી હતી.

વંથલીના વહીવટદારને લખવામાં આવ્યુ હતુ કે મહાલમાં જે જે પુરાતની મકાનો ગુફા વગેરે છે તેને જે તે સ્થિતિમાં જાળવી રાખવા માટે દુરસ્ત કરવા માટે કેટલું ખર્ચ થશે તેનો રિપોર્ટ મોકલશો એમ રેવન્યુ કમિશ્નરે લખ્યુ હતુ, જે બાબત બતાવે છે કે રાજય પુરાતની મકાનો અને સ્મારકો જાળવવા સારી રીતે પ્રયત્ન કરીને જાળવણીનું કાર્ય કરતુ હતું.

**રાજયે કરાવેલી પુરાતત્ત્વીય શોધખોળોઃ**

જૂનાગઢ રાજય સમગ્ર રાજયના ગામ અને મહાલોમાં જાહેરાત કરી રાજયમાં રહેલા પુરાતત્ત્વીય અને ઐતિહાસિક સ્થળો અને પુરાવશેષોને ભેગા કરવા માટેનો પ્રયત્ન કરેલ જણાય છે.

રાજયની જાહેરાત મુજબ ઝુંઝાદપોર, ચોરવાડ, સુખપુરમાંથી અનુક્રમે ૪/૧૦/૧ એમ કુલ ૧૫ મૂર્તિઓ મળી આવી હતી. આ ઉપરાંત સેમરવાવ ૨, ગુંદરણ,૧, ભાલછેલ ૪, ધાવા ૧, પીખોર ૧, વડાલા ૧૦, રાતીધાર ૩ વગેરે એમ કુલ ૨૫ મૂર્તિઓ નવી મળી આવી હતી.[૨૦] આમોદરા, સામતેર, રોહીશા અને અંજારમાંથી પણ પ્રાચીન મૂર્તિઓ મળી આવી હતી. જૂનાગઢ રાજયના નોકર એવા લેખક, ઈતિહાસવિદ કરીમ મહમદ માસ્તરે[૨૧] કેટલાક પ્રાચીન અને અગોચર અને અજ્ઞાત સ્થળો અને શિલ્પો શોધ્યા હતા તે નીચે મુજબ છે.

| | |
|---|---|
| ગૌરીબાઈ કુંડ–તાલાળા | ભંવરીબાઈ નિંભાડા–તાલાળા |
| હિરણ્યકશીપુ અને પ્રહલાદ તાલાળા | મૂળ પ્રાચીમાંથી મૂર્તિ |
| ભીમદેવળ | પાંચ દેરી (પાંડવ) |



**ઉપસંહાર :**

જૂનાગઢ રાજયમાં ઐતિહાસિક અને પુરાતત્ત્વીય ક્ષેત્રે ઈ.સ.૧૮૬૦ પછી વધુ રસ જાગતો ગયો જણાય છે,જોકે એ પહેલા પણ જૂનાગઢ રાજય ઈતિહાસ, પુરાતત્ત્વ અને સંસ્કૃતિની જાળવણીમાં ઠીકઠીક રસ દાખવીને એવા કાર્યોમાં ઉપયોગી બની રહ્યુ હતું. પરંતુ તે પછી ભારતમાં આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઈન્ડિયાનું ખાતુ સ્થપાતા અને તેના જુદાજુદા વડાઓએ સમગ્ર ભારતના દેશી રજવાડાઓને પુરાતત્ત્વ અને ઈતિહાસના ક્ષેત્રે જાગૃત કરી રસ લેતા કરવાનું કામ કર્યુ અને એ કાર્ય કરવાનો યશ જે.એચ.માર્શલ, મિ.કઝીન્સ, ડો.ડી.આર.ભાડાંરકર, પંડિત માધોસ્વરૂપ વત્સ, પી.બાસુ વગેરે ને ફાળે જાય છે.

જૂનાગઢ રાજય શરૂઆતમાં આર્કિયોલોજીકલ સર્વે ઓફ ઈન્ડિયાની સૂચનાઓ અને મંગાવેલ માહિતીને જાગૃતતાથી લેતુ અને રાજયમાં અમલ કરતું હતું, પછી તો એ જાગૃતિ અને રસને લીધે જૂનાગઢ રાજયે જ ઈ.સ.૧૯૧૫માં ઘર આંગણે આર્કિયોલોજીકલ સોસાયટીની સ્થાપના કરી હતી અને તેને એ સમયમાં મોટી રકમની અમુક વર્ષોમાં સહાય આપી હતી અને આ સોસાયટીએ રાજયમાં આવેલા પ્રાચીન ઐતિહાસિક સ્મારકો અને વસ્તુઓ અને વેરણછેરણ વારસાને જાળવવા માટે બેનમૂન કાર્ય કર્યુ હતુ. આ સોસાયટીના પ્રમુખ તરીકે બહાઉદીન કોલેજના પ્રિન્સિપાલ કાર્ય કરી રહ્યા હતા.

આ ઉપરાંત રાજય દરવર્ષે પોતે રક્ષિત જાહેર કરેલા સ્મારકો પાછળ કરાતો વાર્ષિક ખર્ચ જાહેર કરતુ અને લોકોમાં ઈતિહાસ અને પુરાતત્ત્વ અને સંસ્કૃતિ પ્રત્યે જાગૃતિ વધે તે માટે પત્રિકાઓ પ્રસિદ્ધ કરતુ હતું. ઈ.સ.૧૯૩૩માં એન્શીયન્ટ મોન્યુમેન્ટ પ્રિઝર્વેશન એકટ પસાર કયો હતો, દરેક રક્ષિત સ્મારકો એ રક્ષિત હોવાના સિમેન્ટના કાયમી સ્વરૂપે જળવાય રહે તેવા બોર્ડ લગાવ્યા હતા તે આજ સુધી લાગેલા જોવા મળે છે.આ સોસાયટીની સ્થાપના પછી રાજયમાં પુરાતત્ત્વીય અને ઐતિહાસિક સ્મારકોની જાળવણી માટે ઘણી જ જાગૃતિ વધી હતી અને દરવર્ષે નવા નવા સ્થળો અને વસ્તુઓ શોધીને રાજયના ગેઝેટમાં તેની જાહેરાત આપી ને જો લોકોમાંથી તેના વિશે એક મહિનામાં કોઈ વાંધો ન ઉઠાવવામાં આવે તો તેને રક્ષિત સ્મારક તરીકે જાહેર કરવામાં આવતા હતા.

ટૂંકમાં જૂનાગઢ રાજયે પોતાના રાજયની અંદરનો વારસો જાળવી રાખવા માટે

એ સમયને અનુરૂપ તમામ પ્રયત્નો અને પુરતો ખર્ચ કર્યો હતો તથા તેને જાળવવામાં જરાપણ કચાસ રાખી નહોતી એમ જણાય છે ત્યારે આજે આપણે વિજ્ઞાન યુગની લોકશાહી સરકારોના કાળમાં જૂનાગઢનો પ્રાચીન અને ઐતિહાસિક વારસો જાળવવામાં ઉણા ઉતર્યા છીએ, એ તુટી ફુટી રહ્યો છે અને માથે ઝાડ ઉગી નીકળી રહ્યા છે, અવાવરૂ પડયા છે અને કોઈકોઈ જગ્યાએ તેની પ્રાચીનતામાં ફેરફારો થઈ રહ્યા છે, ત્યારે તેમને જગાડવા આ ઈતિહાસને આપણે વાંચવો અને ફેલાવવો રહ્યો કે જેથી પુરાતત્ત્વની બાબતમાં આપણી ગુજરાત સરકાર અને એવા લોકોમાં જાગૃતતા આવે તો આપણો ભવ્ય વારસો હજુ વધુ પેઢીને બતાવી શકશું.

**પાદનોંધ**

(૧) સુદર્શન તળાવના એ **અસલ નકશા**ની નોંધને આધારે

(૨) ફાઈલનં.૭,**પ્રાચીન મકાનો દુરસ્ત કરાવ્યા હોય** તેનું એજન્સીમાંથી પત્રક માંગ્યા બાબત, ઈ.સ.૧૯૧૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ(૩) ફાઈલ નં.૨૨,**ધ કેપીટલ કાસ્ટ મથુરા લાયન**, ઈ.સ.૧૯૨૬ ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.

(૪) ખાચર પ્રદ્યુમ્ન અને ધીરૂભાઈ વાળા **'તસવીરોમાં જૂનાગઢ'** રાજકોટ,પ્ર.આ.ઈ.સ.૨૦૧૧ પૃ.૧૪૭.

(૫) જૂનાગઢ સ્ટેટનો **એડીએમ.રિપોર્ટ** ઈ.સ.૧૯૧૫/૧૬ પૃ.૭.

(૬) જૂનાગઢ સ્ટેટનો **એડીએમ.રિપોર્ટ** ઈ.સ.૧૯૩૯/૪૦ પૃ.૬.

(૭) ફાઈલનં.૪,**પ્રાચીન મકાનો દુરસ્ત કરાવ્યા** બાબતના કાગળો, ઈ.સ.૧૯૨૮, ગુ.રા.અભિલેખાગાર,જૂનાગઢ

(૮) ફાઈલનં.૧૨, **આર્કિયોલોજીકલ સોસાયટીના ઉપયોગમાં લેવા પુસ્તક ખરીદવા બાબત**, ઈ.સ.૧૯૨૩, ગુ.રા. અભિલેખાગાર,જૂનાગઢ

(૯) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'ઈતિહાસ એટલે?'** સણોસરા, પ્ર.આ.૨૦૦૩, પૃ.૧૨૩.

(૧૦) **સૌરાષ્ટ્ર દર્પણ** સપ્ટેમ્બર ઈ.સ.૧૮૭૨ પૃ.૧૭૧.

(૧૧) ફાઈલ નં.૧૧,**પ્રો.કોમિસેરિયટ અમદાવાદ વાળાને આર્કિયોલોજીની કેટલીક હકીકત પુરી પાડવા બાબત**, ઈ.સ.૧૯૩૪, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૨) ફાઈલનં.૪,**પ્રાચીન મકાનો દુરસ્ત કરાવ્યા બાબતના કાગળો,**



ઈ.સ.૧૯૨૮,ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ

(૧૩) ફાઈલ નં.૧૬,**આ રાજયમાં આવેલ જૂના સ્થળોની મરામતી વગેરેના** કાગળોની ફાઈલ, ઈ.સ.૧૯૦૬, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૪) ફાઈલ નં.૪૫,**અહીંના જૂના તથા પ્રસિદ્ધ મકાનો વગેરેના ફોટોગ્રાફ** મિ.નેલ્સન પાસે પડાવતા તેને લગતા કાગળો, ઈ.સ.૧૯૦૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૫) ફાઈલ નં.૧૧, **રાજકુમાર કોલેજના મે.પ્રિન્સપાલસાહેબે અમુક જગ્યાના સ્નેપ શોર્ટ મંગાવ્યા** બાબતની ફાઈલ, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૬) ફાઈલનં.૪, **પ્રાચીન મકાનો દુરસ્ત કરાવ્યા બાબતના કાગળો,** ઈ.સ.૧૯૨૮, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ

(૧૭) ફાઈલ નં.૭,**પ્રાચીન મકાનો દુરસ્ત કરાવ્યા હોય** તેનુ એજન્સીમાંથી પત્રક માંગ્યા બાબત, ઈ.સ.૧૯૧૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૮) ફાઈલ નં.૧૬, **બાબરિયાવાડ તાબે વાંકિયાની હદમાં આવેલ સાણા હીલ બાબતના કાગળો** ઈ.સ.૧૯૧૩, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૯) ફાઈલ નં.૨૧ **હાથના લખેલા મહાભારતના ભાગ કોઈ પાસે હોય તો તપાસ કરી મોકલવા બાબત**, ઈ.સ.૧૯૨૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૨૦) ફાઈલ નં.૪૩, **જૂનાગઢ સ્ટેટની હદમાંથી ખંડિત થયેલી જૂની મૂર્તિઓ મળી આવતા** તેને લગતા  કાગળો, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.

(૨૧) ફાઈલ નં.૨૬, **વેરાવળના મુન્સફ કરીમ મહમદ માસ્તરે આ સ્ટેટની અમુક હિસ્ટોરીકલ જગ્યાઓ નજરે જોઈ** તે સબંધમાં કરેલી નોટ.....બાબતના કાગળો, ઈ.સ.૧૯૨૯, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.

 **શ્રી વાય.એસ.આર્ટસ કોલેજ દેવગઢબારિયામાં રાજયસ્તરના (ગુજરાતના ઐતિહાસિક સ્થળો) તા. ૨૧/૯/૨૦૧૨ના સેમિનારમાં રજુ કરેલ કી-નોટ લેકચર**

## ૨. પ્રથમ વિશ્વયુદ્ધમાં સૌરાષ્ટ્રના દેશી રજવાડાઓનો ફાળો

પ્રથમ વિશ્વ યુદ્ધએ ૨૦મી સદી નો એક મહાન બનાવ ગણાય છે, આ યુદ્ધમાં ૩૨ જેટલા રાષ્ટ્રોએ ભાગ લીધો હતો તેથી તે વિશ્વ યુદ્ધનાં નામે ઓળખાયું, જેની શરૂઆત ઈ.સ.૧૯૧૪ માં થઇ અને ઈ.સ.૧૯૧૮માં પૂરુ થયું. આ વિશ્વ યુદ્ધમાં બ્રિટન પણ તા. ૪–૮–૧૯૧૪ થી જોડાયું હતું. આ યુદ્ધમાં એક બાજુમાં જર્મનીનાં આગેવાની હેઠળના દેશોનું જૂથ અને બીજી બાજુ ઇન્ગ્લેન્ડની આગેવાની હેઠળના દેશોનું જૂથ હતું અને ભારતમાં બ્રિટનની સત્તા હોવાથી ભારત પણ આડકતરી રીતે વિશ્વ યુદ્ધમાં જોડાયું, ભારતમાં કુલ ૫૬૨ દેશી રજવાડા હતા તેમાંના કુલ ૨૨૨ દેશી રજવાડા સૌરાષ્ટ્રમાં હતા. તેમાંના કુલ ૩૦ મોટા રાજયોમાંથી અહી કેટલાકની વાત કરવી છે કે તેઓ એ અંગ્રેજ સરકારને તન મન અને ધનથી બ્રિટીશ સરકારને મદદ કરી હતી. પ્રથમ વિશ્વ યુદ્ધમાં સૌરાષ્ટ્રનાં નાના મોટા તમામ રજવાડાએ અંગ્રેજ સત્તાને મદદ કરી હતી તેને આપણે અહી તટસ્થપણે મૂલવવાના છીએ.

### (૧) જૂનાગઢ રાજય

જૂનાગઢ રાજય સૌરાષ્ટ્રનું સૌથી મોટું અને મુસ્લિમ રાજય હતું અને વિશ્વ યુદ્ધ સમયે નવાબ મહાબતખાનજી ત્રીજા સગીર હોવાથી જૂનાગઢ રાજયમાં બ્રિટીશ મેનેજમેન્ટ હતું, તેથી તેમણે રાજય પાસેથી મનપસંદ મદદ મેળવી લીધી હતી. જૂનાગઢ વહિવટદારે તા. ૬– ૮–૧૯૧૪નાં રોજ જાહેરાત કરેલ કે પ્રજાજનોએ સાવચેતી રાખવી અને આ યુદ્ધમાં બ્રિટીશ સરકારને સાથ સહકાર આપવો.

જૂનાગઢ રાજય એ ઈ.સ.૧૯૧૪માં ઇમ્પીરીયલ ઈન્ડિયન વોર રીલીફ ફંડમાં રૂ. ૨૫૦૦૦ અને ઘોડાની ખરીદી માટે રૂ. ૧૦,૮૦૦ અને ફીમેઈલ બ્રાંચ ઇમ્પીરીયલ ઈન્ડિયન વોર રીલીફ ફંડ માં રૂ. ૫૦૦૦ આપ્યા હતા, ઈ.સ.૧૯૧૫–૧૬ માં ત્રણ પ્લેન ભેટ [૧] આપ્યા અને ફરી ઇમ્પીરીયલ ઈન્ડિયન વોર રીલીફ ફંડ માં રૂ. ૨૫૦૦૦ ઈ.સ .૧૯૧૭ –૧૮ માં વોર પ્રદર્શન માટે રૂ.૫૦૪ અને ઈ.સ.૧૯૧૮–૧૯માં યુદ્ધ ફાળામાં રૂ.૫,૦૦૦૦૦ અને ઇમ્પીરીયલ ઈન્ડિયન વોર રીલીફ ફંડ માં રૂ. ૯૫૦ ૯૩ અને રૂ.૧૫૦૮ ની વોર ફંડની બૂક ખરીદી હતી.

પ્રથમ વિશ્વ યુદ્ધ શરૂ થયાની જાહેરાત રાજયના ગેઝેટ દસ્તુરલ અમલ સરકારમાં કરી હતી અને આ ગેઝેટમાં યુદ્ધ અંગે બ્રિટિશરોના કાયદા, લશ્કરી ભરતી અંગેની જાહેરાત, યુદ્ધ ફંડ આપનારના નામોની જાહેરાત વગેરે આપી જૂનાગઢ રાજયે



બ્રિટીશરોનાં ખાસ અને વફાદાર ભક્ત કે મિત્ર હોવાનું સાબિત કરવાની કોશિશ કરી હતી. વિશ્વ યુદ્ધ સમયે નવાબ મહાબતખાનજી અજમેરની મેયો કોલેજમાં અભ્યાસ કરતા હતા તેમણે ત્યાંથી તાર કરી વહીવટદારને જણાવ્યું હતું કે લડાઈને એક વર્ષ થયું છે જો હું પુખ્ત ઉમરનો હોત તો તેનો અંત લાવવામાં સહાયભૂત થવામાં મારી પાસેનું બધું અર્પણ કરી દીધું હોત, વહીવટી રીપોર્ટ મુજબ તિજોરીમાં ૫૦ લાખ જેટલી સિલક છે પણ હવાઈ વિમાનો તો માત્ર ૪૦.૦૦૦ માં આવે છે [૨] તો ત્રણ હવાઈ વિમાનો આપ બ્રિટીશ સરકારને મોકલી આપશો. જૂનાગઢ રાજયે પણ નાના રાજયોની જેમ રાજકુટુબનાં સભ્યો તથા નોકરો અને પ્રજાજનોમાંથી ફાળો કરી મોકલ્યો હતો.

પ્રથમ વિશ્વ યુદ્ધમાં લડનારા ને માટે તબીબી અને બીજી મદદ માટે ભારતમાં અવર ડે ઉજવવામાં આવ્યો હતો તે જૂનાગઢ રાજયે પણ ઉજવ્યો અને ફાળો ભેગો કર્યો હતો. પ્રથમ વિશ્વ યુદ્ધ વખતે મિત્ર રાજયો સામે બલ્ગેરિયા બિનશરતે શરણે થઇ જતા તેની યાદગીરીમાં જૂનાગઢ રાજયે પણ તા.૭–૧૦–૧૯૧૮ના રોજ વિજયોત્સવ મનાવ્યો હતો.[૩]

### (૨) ભાવનગર રાજય

ભાવનગરમાંઆ યુદ્ધ સમયે મહારાજા ભાવસિહજી રાજા હતા અને રાજયે ત્યારે તખ્તસિહજી હોસ્પિટલ હતી તેનું નામ બદલી લેડી હાર્ડીજ વોર હોસ્પિટલ કર્યું અને તેને હવાલદાર પ્રમોદસિંગ સંભાળતો [૪] જેમાં પચાસ પથારી હતી. ભાવનગરે કર્નલ જોરાવરસિંહ ગોહિલનાં નેતૃત્વ હેઠળ લશ્કરી ટુકડી વિશ્વ યુદ્ધમાં મોકલી હતી અને તે ટુકડી એ બહાદુરી ભર્યુ કામ યુદ્ધ નાં મોરચે કામ કરી બ્રિટનના અભિનંદન પ્રાપ્ત કર્યા હતા અને સેવાની કદરમાં કાઠિયાવાડને વિરમગામની કસ્ટમ લાઈન ઉઠાવી લીધી હતી. [૫]

રાજયએ ૨,૧૦,૦૦૦ વોર લોન ઇ.સ. ૧૯૧૫–૧૬માં આપી અને રૂ. ૨૫૦૦૦ વોર રીલીફ ફંડમાં ભર્યા અને રૂ. ૨૫,૦૦૦૦ બોમ્બે બ્રાંચમાં ઇમ્પીરીયલ વોર રીલીફ ફંડમાં ભર્યા હતા ૫૦૦ નકલ ગીતાજી અને ૧૫૦૦ નકલ રામાયણ ભાવનગર રાજયએ હિંદુ સૈનિકો ને માટે ઈન્ગ્લેન્ડ મોકલી હતી. ઇ.સ. ૧૯૧૬ –૧૭ માં રૂ. ૨,૨૦,૫૦૦ બ્રિટીશ વોર લોન માં અને બધી નાત માંથી ફાળો કરી ૧૧,૮૩,૮૫૩ વોર લોનમાં બ્રિટીશ સરકારને આપ્યા હતા.[૬] ઇ.સ. ૧૯૧૭ –૧૮માં ભાવનગર રાજયે અઠવાડિક વોર ન્યુજ પોસ્ટકાર્ડ કાઢેલ અને માર્ચ ૧૮ સુધીમાં ૩,૩૩,૬૦૦ પોસ્ટકાર્ડ વેચ્યા.[૭] આ ઉપરાંત અઠવાડિક વોર ન્યુજ પ્રસિદ્ધ કરેલ હતું.

**(૩) ધ્રાંગધ્રા રાજય**

ધ્રાંગધ્રા રાજયમાં આ યુદ્ધ સમયે મહારાજા ઘનશ્યામસિહજી રાજા હતા. ધ્રાંગધ્રા રાજયે પોતાના એ.ડી.એમ. રીપોર્ટમાં જ બ્રિટીશ સરકાર યુદ્ધ માં જોડાયાના સમાચાર પ્રસિદ્ધ કર્યા હતા અને બ્રિટીશ સરકાર ને તાર કરી જણાવ્યું હતું કે અમે આપને મદદની ખાતરી આપી છીએ.ઇમ્પીરીયલ રીલીફ ફંડમાં રૂ.૨૦,૦૦૦ ભર્યા અને રાજસાહેબે પોતાના અંગત રૂ.૩૦૦૦ અને ભાયાતો અને નોકરોના ૩૦૦૦ અને રાણીઓએ ૨૦૦૦ ફંડમાં આપ્યા હતા. આ ઉપરાંત ૩૬ ઘોડા[૮] અને ૪ મોટર બ્રિટીશ સરકાર ને આપી હતી.

ત્યાર પછી તેમણે ઇ.સ. ૧૯૧૬–૧૭ માં રૂ.૧૨૦૦૦ વોર ફંડમાં અને રૂ.૨૨૦૦ યુદ્ધ સામગ્રીની ખરીદી માટે અને ૧૦૦૦ વોર રીલીફ ફંડમાં અને ઝાલાવાડ લેડિઝ વોર ફંડમાં૧૦૦૦ અને ઇમ્પીરીયલ ઈન્ડિયન વોર રીલીફ ફંડ માં રૂ. ૧૦,૦૦૦ આપ્યા હતા. રૂ ૫૩૪નાં વોર બોન્ડ મુંબઈ થી ખરીદ કર્યા અને રૂ. ૪,૭૫,૦૦૦ વોર લોન પેટે બ્રિટીશ સરકારને આપ્યા હતા.[૯] ઇ.સ. ૧૯૧૮–૧૯માં બીજીવાર વોર લોનમાં ૫ લાખ ભર્યા અને વોર બુક ખરીદ કરી હતી.[૧૦]

**(૪) જામનગર રાજય**

જામનગર રાજયમાં આ યુદ્ધ સમયે જામ રણજીતસિહજી રાજા હતા તેઓ તો ખુદ જ પશ્ચિમ સરહદ ઉપર જઈ હિન્દી લશ્કરની નવમી ઘોડેસવાર રેજીમેન્ટમાં જનરલ કુકસનની રાહબરી હેઠળ જોડાયા હતા, પછી તેઓ કમાન્ડર એન્ડ ચીફ ફિલ્ડમાર્શલ લોર્ડ ફ્રેંચના એ.ડી.સી. રહ્યા હતા. જામનગર રાજય એ વોર લોનમાં રૂ. ૨૬ લાખ આપ્યા હતા. આ રીતની જામ રણજીતસિહજીની સેવાને ધ્યાનમાં લઇને બ્રિટીશ સરકારે ઈ.સ. ૧૯૧૪માં માનદ મેજર અને તા.૧૫–૧–૧૯૧૮ના રોજ માનદ લેફ.કર્નલની રેન્ક આપી હતી. તેઓના ત્રણેય ભત્રીજાઓએ પણ લડાઈમાં સેવા બજાવી લેફ. સવાઈસિંહએ આફ્રિકન લડાઈમાં બે વર્ષ સેવા કરી અને ઘાયલ થયા, લેફ.દાજીરાજે ફ્રાન્સમાં દોઢ વર્ષ સેવા કરી અને સપ્ટેમ્બર ૧૯૧૭માં લડાઈમાં જ શહીદ થયા.[૧૧] લેફ. હિમતસિંહજીએ મેસોપોટેમીયામાં સેવા આપી. રાજયે પોતાના તમામ સાધનો અને લશ્કર અને અંગત સેવા બ્રિટીશ સરકારને ચરણે ધરી દીધી હતી. આ રીતે જામનગર રાજયે બ્રિટીશ સરકારને પુરા ખંત અને હૃદયથી યુદ્ધ સમયે સહકાર આપ્યો હતો.



**(૫) પાલીતાણા રાજય**

પાલીતાણા રાજયમાં આ યુદ્ધ સમયે મહારાજા બહાદુરસિહજી રાજા હતા પણ તે સગીર હોવાથી રાજયમાં મેનેજમેન્ટ હતું. ત્યારે ઇ.સ. ૧૯૧૬–૧૭ માં ઇમ્પીરીયલ વોર રીલીફ ફંડમાં૧૦૬૮ આપ્યા હતા અને ઠાકોર સાહેબે ૫૦૦૦ અને નોકરો અને ભાયાતોએ ૪૧૧૩ ફાળો આપ્યો અને ૨ મોટરો આપી[૧૨] હતી. ઉપરાંત રૂ.૫૦,૦૦૦ ની વોર લોન આપી હતી[૧૩] અને દર વરસે રેગ્યુલર વોર લોન ભરતા હતા. ઇ.સ. ૧૯૧૭–૧૮ માં પાલીતાણા એ મેરી ટેકનીકલ સ્કુલના અપંગ સૈનિકોના માટે ૨૦૦૦ વોર બોન્ડ તરીકે આપ્યા હતા અને રૂ.૮૦૦ વોર પિક્ચરના સિનેમા શો માટે આપ્યા તથા ૩૦૩ સેન્ટ્રલ રીક્રુટિંગ ફંડમાં અને ઇમ્પીરીયલ વોર રીલીફ ફંડમાં રૂ.૫૭,૨૦૦ ભર્યા હતા. પાલીતાણાનાં કુમારશ્રી મુળરાજસિંહ અને મધુભા એ બિન ગ્રાન્ટેડ હોનરરી ટેમ્પરરી કમીશન બ્રિટીશ આર્મી ને ફાળો આપ્યો હતો[૧૪]અને પાલીતાણાએ મોટર, ઘોડા અને પૈસા એમ ત્રણેય રીતે બ્રિટીશ સરકારને મદદ કરી હતી.

**(૬) વાંકાનેર રાજય**

વાંકાનેર રાજયમાં આ યુદ્ધ સમયે મહારાજા અમરસિહજી રાજા હતા. જેઓ ખુદ જ ફ્રાંસના મોરચે ઇ.સ. ૧૯૧૫માં લડવા ગયા હતા અને કાઠિયાવાડ મોટર એમ્બ્યુલન્સ કોપ્સમાં ૮ મહિના સેવા બજાવી હતી, તેમની સાથે સેકંડ લેફટેનંટ શિવસિંહ ઝાલા– જાલી અને કૃષ્ણસિહજી ઝાલા–મીણાપુર અને જમાદાર ચકુ ભટી ડ્રાઇવર તરીકે અને સેકંડ લેફટેનંટ ડો. ગજાનન માહિમતુરા ગયા હતા.[૧૫] આ સેવા બદલ બ્રિટીશ સરકારે તેમને કેપ્ટનનો હોદો આપી નવાજયા હતા. આ સિવાય રાજયે વોર લોનમાં નાણાં ભર્યા હતા.

**(૭) જસદણ રાજય**

જસદણ રાજયમાં આ યુદ્ધ સમયે દરબારશ્રી વાજસુર ખાચર રાજવી હતા. પ્રથમ વિશ્વ યુદ્ધ વખતે અંગ્રેજ સરકાર જીતી જાય માટે વાજસુર ખાચર એ તા ૨–૧– ૧૯૧૬ના રોજ જસદણ અને વિછીયામાં પ્રાર્થના કરાવી હતી, આ ઉપરાંત જયારે યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે વાજસુર ખાચર એ પોતાના રાજયના તમામ સંશાધનો બ્રિટીશ સરકારના ઉપયોગ માટે ખુલ્લા મૂકી દીધા હતા. રાજયે ૧૪ સૈનિકો કાઠિયાવાડ ભરતી ડેપોમાં મોકલ્યા હતા, રાજયે રૂ.૩૦૬ ભરતી અંગેનો ખર્ચ કર્યો હતો એક નંગ ડબલ ફલાઈટેન્ટ, બે–ઘોડા અને પાંચ–વછેરા પણ ભેટ આપ્યા હતા અન્ય ફાળો

રૂ.૨૮,૭૦૧ નોધાવ્યો હતો. [૧૬] તા. ૨૬–૮ –૧૯૧૫નાં રોજ રીગાના અખાતમાં જર્મનો પર રશિયન નૌકા કાફલાનો વિજય થયો ત્યારે ભારતનાં તમામ રજવાડાએ ખૂબ આનંદ સાથે વૈશ્વિક આનંદ મનાવ્યો ત્યારે દરબારશ્રી વાજસુર ખાચર હિંગોળગઢ હતા ત્યાં કિલ્લા ઉપર ધ્વજ ફરકાવી વિજયોત્સવ મનાવ્યો હતો.

**(૮) પીઠડિયા રાજ્ય**

પીઠડિયા રાજયમાં આ યુદ્ધ સમયે દરબારશ્રી મુળુવાળા રાજવી હતા. ત્યારે પીઠડિયા રાજય એ અંગ્રેજ રાજયને યુદ્ધ વખતે રૂ.૧૦૦૦ અને રૂ. ૮૮૧ અને રૂ.૧૦૦૦ અને રૂ.૨૦.૦૦૦ની મદદ કરી હતી, રાણીબાશ્રી કમરીબાઈએ રૂ.૨૫૦ વોર ફંડમાં આપ્યા હતા. બ્રિટીશરો યુદ્ધમાં જીતે માટે જેતપુરમાં પ્રાર્થના કરવામાં આવી હતી. [૧૭]

**(૯) રાજકોટ રાજ્ય**

રાજકોટ રાજયમાં આ યુદ્ધ સમયે ઠાકોર સાહેબ લાખાજીરાજ રાજા હતા. રાજકોટ રાજયે ઈ.સ. ૧૯૧૪– ૧૮ નાં સમય દરમ્યાન કુલ રૂ.૧.૬૪.૩૩૨ની મદદ કરી હતી અને યુદ્ધ બોન્ડ રૂ. ૫૩.૮૫૦ના ખરીદ કર્યા હતા,રૂ ૧૬૦૦૦ની કિમતની મોટર ભેટ આપી હતી. [૧૮] તા. ૪–૮–૧૯૧૭ના રોજ વિશ્વ યુદ્ધની વર્ષગાંઠ હાટકેશ્વર મંદિરમાં ઉજવવામાં આવી. [૧૯] યુદ્ધની પૂર્ણાહુતિ સમયે રાજકોટમાં રાજયે યુદ્ધ અને શાંતિ અંગેનું સંમેલન ગોઠવ્યુ અને તેમાં ઠાકોરસાહેબે સુંદર ભાષણ કર્યુ હતું [૨૦] અને રાજયે યુદ્ધમાં પોતાની મદદના લેખા જોખા કર્યા.

**(૧૦) અમરનગર રાજ્ય**

અમરનગર રાજયમાં આ યુદ્ધ સમયે દરબારશ્રી લક્ષ્મણ વાળા રાજવી હતા. જેમણે બ્રિટીશ સરકારને રૂ. ૨૦.૦૦૦ ની વોર લોન પરત નહિ લેવાની શરતે આપી હતી અને રૂ.૩૦૦૦ લડાઈનાં ઉપયોગ માટે મોટર ખરીદવા આપ્યા હતા. લડાઈ ચાલુ રહે ત્યાં સુધી માસિક રૂ.૩૦૦ થયેલા ને અને લડાઈમાં મરણ પામે તેને માટે કુલ રૂ.૧૪.૦૦૦ આપ્યા હતા. રીકૃટ શોધવા માટેનાં ખર્ચ માટે રૂ.૧૦.૦૦૦ અને લડાઈનાં પરચુરણ ફાળામાં ૫૦૦૦ આપ્યા તથા રાજયનો રાજકોટ ખાતે આવેલો ઉતારો લડાઈ ચાલે ત્યાં સુધી બ્રિટીશરો ને મફત વાપરવા આપ્યો હતો. [૨૧] યુદ્ધ નો અન્ય ફાળો રૂ. ૧૦.૦૦૦ થયો હતો. આવો કુલ રૂ. ૬૩.૦૦૦ની રકમનો ફાળો આ રાજયે બ્રિટીશરોને આપ્યો હતો.



**(૧૧) બીલખા રાજ્ય**

બીલખા રાજયમાં આ યુદ્ધ સમયે દરબારશ્રી કાથડવાળા રાજવી હતા. તેમણે સૈન્યમાં ભરતી થવા ઈચ્છુકો ને મુક્તપણે વળતર આપ્યું હતું અને રાજયે આ માટે રૂ.૬૫૦નો ખર્ચ કર્યો હતો વોર લોન માં રૂ.૬૦.૦૦૦ રોક્યા હતા તથા યુદ્ધ ભંડોળ માટે રોકડ સહાય તરીકે રૂ.૩૦૦૦ અપાયા હતા. આ ઉપરાંત લડાઈ નિવારણ ફંડમાં રૂ.૧૦૦૦ અને રૂ.૬૧ રાજયના નોકરો તરફથી અને રૂ.૧૨૭૬ કોટડા, પીપળીયા, ચોરવાડી, અવતડીયા, મંડલીકપુર વગેરે ગામોની રૈયત તરફથી અને રૂ. ૮૪૦ રાજકુટુંબ તરફથી મળી કુલ રૂ.૩૧૧૭ બ્રિટીશરોને મોકલ્યા હતા. [૨૨] દરબારશ્રી કાથડવાળાએ પોતાના ગામોના ખેડૂતો પાસેથી ૧ રૂપિયો આઠ આના, ચાર આના એ ભેગા કરી મોકલ્યા હતા. આ ફાળો દર એક સાતી એ ૧ રૂપિયો રાખેલ પણ જેણે એનાથી વધુ ફાળો આપેલ તેને ફાળો પાછો આપી પ્રમાણિક રાજવીનું ઉદાહરણ પુરૂ પાડ્યું હતું. [૨૩]

**(૧૨) લીબડી રાજ્ય**

લીબડી રાજયમાં આ યુદ્ધ સમયે ઠાકોરસાહેબ દોલતસિહજી રાજા હતા જેમણે ફરમાન બહાર પાડેલ કે જયાં સુધી યુદ્ધ ચાલુ રહે ત્યાં સુધી દરેક નાગરિકે પોતપોતાના ધર્મસ્થાનકમાં બ્રિટીશરોને વિજય મળે માટે પ્રાર્થનાં કરવી. આ ઉપરાંત બ્રિટીશરોએ બહાર પાડેલ દરેક હુકમ, કાયદા અને યુદ્ધનાં નીતિ નિયમોને રાજયે લાગુ પાડી બ્રિટીશરોને ખુશ કર્યા હતા. યુદ્ધ દરમ્યાન રાજયમાં બ્રિટીશ સરકાર કે રાજય વિરૂદ્ધ કોઈ પુસ્તક કે વર્તમાનપત્ર કે ચોપાનિયું બહાર પાડવા પર પ્રતિબંધ ફરમાવ્યો હતો. [૨૪]

**(૧૩) ધ્રોળ રાજ્ય**

ધ્રોળ રાજયમાં આ યુદ્ધ સમયે ઠાકોરસાહેબ દોલતસિહજી રાજા હતા, જેમણે વોર લોન ફંડમાં રૂ.૨૭.૦૦૦ આપ્યા અને જયારે યુદ્ધનો અંત આવ્યો ત્યારે એ સમાચાર પોતાના ગેઝેટમાં આપી, તા.૨૨–૨૩–૨૭ નવેમ્બર ૧૯૧૮ના રોજ વિજયોત્સવ ઉજવ્યો હતો અને બ્રિટીશ ગવર્નરે ઠાકોરસાહેબ દોલતસિહજીનો આ માટે આભાર માન્યો હતો. [૨૫]

**(૧૪) મોરબી રાજ્ય**

મોરબી રાજયમાં આ યુદ્ધ સમયે વાઘજી ઠાકોર રાજા હતા, જેમણે અન્ય રજવાડાની જેમ જ બ્રિટીશ સરકારને ફંડ ફાળા ની અને અને વોર લોન અને માણસોની

મદદ કરી અને યુદ્ધના સમયના કાયદા પળાવ્યા હતા.

**(૧૫) પોરબંદર રાજ્ય**

પોરબંદર રાજયમાં આ યુદ્ધ સમયે મહારાણા નટવરસિહજી રાજા હતા પણ તે સગીર હોવાથી બ્રિટીશ એડમિનિસ્ટ્રેશન હતું. તેથી એ તો બ્રિટીશ રાજયને જ ફાયદો થાય તેમ જ કરે તે સ્વાભાવિક વાત છે. રાજયે ઇ.સ. ૧૯૧૪માં એ.ડી.એમ.માં યુદ્ધની જાહેરાત કરી અને કુલ રૂ. ૧૯,૧૬૩નો ફાળો આપ્યો[૨૬] અને ખાનગી ફાળો રૂ.૫૦૦૩ અને બરડિયા, શિગડા, મોરાણા, કેશવ, અડવાના વગેરે ૧૫ ગામડામાંથી રૂ .૪૪૭નો ફાળો આપ્યો અને ખાદ્ય સામગ્રી અને વસ્તુઓ પણ રાહત ફંડમાં મોકલી હતી. તા. ૧૦–૯–૧૯૧૪ના રોજ કિંગ એમ્પાયરના યુદ્ધ અંગેના સંદેશાનું વાંચન કરવામાં આવ્યું હતું. ત્યારે બાળ નટવરસિંહજી હાજર રહ્યા હતા. ૪ ઓગસ્ટ ૧૯૧૫ અને ૨ જાન્યુ. ૧૯૧૬ના રોજ મંદિર મસ્જીદમાં બ્રિટીશરો જીતે માટે પ્રાર્થનાં કરવામાં આવી.[૨૭] ઇ.સ.૧૯૧૬માં રૂ.૩૫.૨૬૩[૨૮] અને ઇ.સ.૧૯૧૭માં રૂ.૨.૪૭.૧૦૦ વોર લોન,[૨૯] ઇ.સ.૧૯૧૮માં રૂ. ૫.૭૮.૪૪૩ વોર લોન રાજયે આપી હતી.[૩૦] રાજયના બંદર, માલ સામાનના હેરફેર માટે રેલવે અને રાજયની તમામ મિલકત યુદ્ધ સમયે બ્રિટીશ સરકાર ને ઉપયોગ માટે ખુલ્લી મૂકવામાં આવી હતી.

**(૧૬) ગોંડલ રાજ્ય**

ગોંડલ રાજયમાં આ યુદ્ધ સમયે મહારાણા ભગવતસિહજી રાજા હતા. રાજયે ઇ.સ. ૧૯૧૪માં એ.ડી.એમ.માં યુદ્ધની જાહેરાત કરી અને રાજયે રૂ.૨૫.૦૦૦ ઇમ્પીરીયલ વોર રીલીફ ફંડમાં અને રાણીસાહેબે રૂ. ૨૦૦૦ આપ્યા.[૩૧] આ ઉપરાંત હીઝ હાઇનેસ મેજેસ્ટ્રેટ કિંગે તા.૯–૯–૧૪નાં રોજ રાજયને પત્ર લખ્યો અને ભગવતસિહજીએ તેનો સુંદર જવાબ આપ્યો હતો. લેડી વિલીંગ્ડન વોર રીલીફ ફંડમાં રૂ. ૧૦.૦૦૦ આપ્યા અને રાણીસાહેબે રૂ.૫૦ આપ્યા હતા.[૩૨]

ઇ .સ.૧૯૧૭માં વોર હોસ્પિટલ ફ્રાંસ માટે રૂ. ૧૫૦૦ અને રૂ.૭૪.૮૮૧ યુદ્ધ ફાળો અને ૫ લાખ વોર લોન આપી અને ગોંડલ રાજયના મુસ્લિમ રાજયના વેપારી બર્મા, બંગાળ, મધ્ય ભારત, બીરરમાં હતા તેણે પણ ફાળો આપ્યો.[૩૩] તા.૧૯–૭–૧૯૧૯ના રોજ ગોડલમાં પીસ સેલીબ્રેશન ઈંગ્લેન્ડે શાંતિ સંધી કરી હોવાથી ઉજવી અને ભગવતસિહજીએ ત્યારે પ્રજા માટે પાંચ નવાજેસો જાહેર કરી હતી.[૩૪]



**(૧૭) અન્ય રજવાડા**

અન્ય રજવાડાએ ઉપરોકત રાજયોની જેમ જ મદદ કરી હતી પણ એ આ રાજયોની જેવી જ છે તેથી અહી ડબલ ઉલ્લેખ કર્યો નથી.

**રજવાડાએ કરેલ સંયુક્ત મદદ**

સૌરાષ્ટ્રના દરેક રજવાડાઓએ એજન્ટ ટુ ધી ગવર્નરના તા.૧૫–૮–૧૯૧૪ ના હુકમથી જાહેરાત કરી હતી કે રાજયમાં રહેતા પરદેશી લોકોએ ૨૪ કલાકની અંદર પોતાના નામ રાજયમાં નોધાવી જવા અને જરૂર પડ્યે બોલાવવાથી આવવું પડશે, પરદેશીઓએ દરિયાઈ લશ્કરી અથવા બીજા સમાચારો કયાંય મોકલવા નહિ, નામ નોંધણી વખતે જર્મન અથવા ઓસ્ટ્રેલિયનોએ પોતાના કબજા હેઠળ હથીયાર અને દારૂ ગોળો તમામ પોલીટીકલ ઓફિસર પાસે રજુ કરવો. બ્રિટીશ હિદુસ્તાનમાં મુસાફરી કરતી વખતે ફોરેનર્સ એકટ મુજબ પરવાનાની જરૂર રહેશે અને જે એનો ભંગ કરશે તેને રાજયમાંથી કાઢી મૂકવામાં આવશે. એવું પણ કહેવાયું હતું કે મીલીટરી તેમજ નેવીની કોઈપણ હિલચાલની હકીકત કોઈ રાજયે પ્રસિદ્ધ કરવી નહિ.

**ધ લેટેસ્ટ વોર ન્યુઝ ની શરૂઆત :**

આ વર્તમાનપત્ર રોજ રાજકોટથી પ્રગટ થતું હતું. જેની શરૂઆત ઓગસ્ટ ૧૯૧૪થી થઇ હતી અને તેની કિમત ૧ પૈસો હતી જેમાં વિશ્વ યુદ્ધનાં તાજાતાજા સમાચારો અને જાહેરાત અને અફવાના ખુલાસાઓ અને પરિપત્રો પ્રગટ થતા હતા અને દરેક દેશી રજવાડા ઓએ તેને મંગાવી સાથ સહકાર આપ્યો હતો. આ પત્રિકા ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થતી હતી. આ પત્રિકામાં યુદ્ધનાં મેદાનનાં તાજાતાજા અહેવાલ છપાયા હતા કે રશિયન લોકો પ્રશિયાની પૂર્વ તરફ આગળ વધ્યે જાય છે,[૩૫] કેનેડામાં ૧ લાખ માણસો લડાઈના મેદાનમાં લડવા વોલેન્ટીયર તરીકે બહાર આવ્યા છે અને ૨૭.૦૦૦ માણસો હથિયાર બંધ ઉભા છે.

સર્વિયનો એ અધ્યાપિ સુધી જે લુંટ એકત્ર કરી તેમાં ૪૫૦૦ કેદી ૫૩ તોપો ૮ નાની તોપો અને પુષ્કળ દારૂ ગોળો છે અને ઓસ્ટીયાએ સર્વિયા ઉપર વધારે હુમલો કરવાનો વિચાર માંડી વાળ્યો છે તેમ લખ્યું હતું.[૩૬] આજ સુધીમાં અંગ્રેજ લશ્કરની ૨૦૦૦ કરતા સહેજ વધારે ખુવારી થઇ છે, લોર્ડ કીન્ચનર જણાવે છે કે મોટી સંખ્યા વાળા લશ્કરની સાથે ટક્કર લેવામાં આપણા લશ્કરે ઘણી જ બહાદુરી ભરી વર્તણૂક ચલાવી છે.[૩૭]

જર્મન શાહજાદો ફ્રેડરિક નેમુરમાં ગોળો વાગવાથી મરણ પામ્યો છે. જર્મની ૧૬થી ૧૯ વર્ષના યુવાનો ને બંધુક ચલાવવાની તાલીમ આપે છે. કેનેડીયન સ્ત્રીઓ દરિયાઈ હોસ્પિટલ બાંધી રહી છે.[૩૮] બ્રિટીશ લશ્કર જરાપણ યુદ્ધ મોરચે ખસ્યું નહોતું અને દુશ્મનો ની ખુવારી કરી હતી[૩૯] એવા વખાણ અહી કર્યા હતા.

કર્નલ બ્રેટ તથા ડાઈક્સ મરણ પામ્યા છે અને બ્રિગેડીયર જનરલ સ્કોરકર જખમી થયાના સમાચાર અહી અપાયા હતા.[૪૦]

હિન્દુસ્તાનના લશ્કરને ફ્રાંસ તરફ રવાના કરવાની બાબતમાં લોર્ડ કયુએ પોતાના ભાષણમાં જણાવ્યું કે હિન્દુસ્તાનની સરહદ બરાબર રીતે સલામતી ભરેલી છે અને વગર કારણે આપણે મિત્ર રાજયો ઉપર થયેલ હુમલા સામે આપણે સામે થયા તેથી કરીને હિન્દુસ્તાનમાં જે ઉત્સાહ જાગૃત થયો છે. આ લડાઈનું મોટામાં મોટું યુદ્ધ ૧૬૦ માઈલનાં મોખરામાં ચાલે છે.[૪૧] લડાઈનાં તાજેતાજા સમાચાર તારથી આવતા પણ કયારેક તાર પૂરો ન ઉતરેતો પત્રિકામાં ટેલિગ્રામ માસ્તર ની સુચના આવતી કે તાર લાઈનમાં તકલીફ છે તેથી સમાચાર અધૂરા છે.

બીજા વિશ્વ યુદ્ધ સમયે પણ વેસ્ટર્ન ઈન્ડિયા સ્ટેટ એજન્સી તરફથી વોર ગેઝેટ બહાર પડતું હતું અને તેના તંત્રી એચ.ડબ્લ્યુ. એસ્કવાયર કે જે રાજકોટની રાજકુમાર કોલેજના પ્રિન્સીપાલ હતા.[૪૨]

### યુદ્ધ અંગેના કાયદાઓનું પાલન

હિંદના દરિયાઈ અને લશ્કરી સમાચારનો ધારો ઇ.સ. ૧૯૧૪માં બ્રિટીશ રાજયે બહાર પાડ્યો હતો તેનો કડક અમલ દેશી રજવાડાઓએ કરાવ્યો હતો.

### સૈન્ય ભરતી અંગેની જાહેરાત

યુદ્ધ સમયે હિન્દી લશ્કરમાં દાખલ થનારા નવી ભરતીના માણસોને માટે નોકરીની મન લલચામણી શરતો દેશી રજવાડાના રાજયના ગેઝેટોમાં જાહેર કરવામાં આવી હતી કે હિંદુ રાજપૂત અથવા મુસલમાન જેની ઉમર ૧૬ થી ૨૫ વર્ષની અને છાતી ૩૨ ઈચ ને ઊંચાઈ ૫,૪ ફૂટ ની હોય તે ૭ મહિનાની તાલીમ રૂ.૬૦નાં પગારથી લશ્કરમાં ભરતી થઇ શકે છે જેને ત્રણ વર્ષની નોકરી બાદ દર વર્ષે રૂ. ૧ પગાર વધારો મળશે, યુદ્ધમાં મરી જાય તો વારસદારને જિંદગીભર પેન્શન મળશે, દર ચોથે વર્ષે સૈનિકને ૭ મહિનાની રજા અને અમુક રેજીમેન્ટમાં ૨ મહિનાની રજા અને આવવા જવાનું ગાડી ભાડું મળશે. આવી જાહેરાત કરવામાં આવી હતી.[૪૩]



### અંગ્રેજ સરકારને યુદ્ધમાં કેમ ઉતરવુ પડયું. ?

આ નામની પુસ્તિકા ઈ.સ.૧૯૧૫માં અંગ્રેજ સરકારના વિયેના ખાતેના એલચીએ બહાર પાડી અને તેને ગુજરાતમાં ફેલાવવા કૃષ્ણરામ સુરજરામ વકીલે ભાષાંતર કરી પ્રસિદ્ધ કરી હતી, જેની કીમત અઢી આના હતી, જેમાં ઓસ્ટ્રીયા સર્વિયા વચ્ચે તકરાર અને સુલેહ જાળવવા ઈંગ્લેન્ડનું મંથન તથા ઈંગ્લેન્ડ લડાઈમાં કેવી રીતે ભળ્યું.[૪૪] તેની વાત કરવામાં આવી હતી, આ બુકને દેશી રજવાડાઓએ ફેલાવવામાં સાથ આપ્યો હતો. કે જેથી કરીને ઈંગ્લેન્ડનો કોઈ એ વાંક નથી અને તેને પરાણે આ યુદ્ધમાં જોડાવું પડયું છે એવો ભાવ લોકોમાં જાગૃત થાય.

### મૂલ્યાંકન

પ્રથમ વિશ્વ યુદ્ધમાં બ્રિટીશ સરકાર જોડાણી અને સાથે સાથે ભારતને પણ જોડી દીધું. જયારે ભારતની અંગ્રેજ સરકારે યુદ્ધને લગતા આદેશો કે પરિપત્રો કે આદેશો કાઢયા કે ફંડફાળા કે ભરતી અંગેની જાહેરાત કરી તેને કાઠિયાવાડનાં તમામ રજવાડાઓએ હરખભેર અને અંગ્રેજ સરકારના માનીતા અને જાણીતા થવા વધાવી લીધી અને તમામ પ્રકારનો સાથ સહકાર આપ્યો હતો. કોઈપણ રાજવીને એવો વિચાર સુદ્ધા ન આવ્યો કે આ લોકો આપણા ઉપર રાજ કરે છે તો આ તકે તેમને સાથ ન આપવો કે વધુ મુશ્કેલીમાં મુકીને ભારત છોડવા મજબુર કરવા કે સ્વાતંત્ર્યની ચળવળને ટેકો આપવો અને વિરોધ કરવો એવું કોઈ રાજવીઓએ ન કર્યું ઉલટાનું બ્રિટીશરો વિશ્વ યુદ્ધમાં જીતે એટલે દરેક રાજયો એ તમામ ધર્મના સ્થાનકોમાં પ્રાર્થના કરાવી, અરે જયારે જયારે વિ યુદ્ધમાં બ્રિટીશ ફોજ જીતી ત્યારે વિજયોત્સવ કાઠિયાવાડનાં ઘણા રજવાડાઓએ હરખભેર ઉજવ્યા અને યુદ્ધ ફાળો,વોર લોન વગેરેની ઉદાર હૃદયે અને કડક હાથે પ્રજજનોમાંથી ફાળો લઇ આપણી ઉપર શાસન કરનાર આમ ગણો તો ભારતના દુશ્મનો ને પહોચાડી પોતાની જ વાહવાહ મેળવી હતી.

દેશી રજવાડાઓએ બ્રીટીશરોને વિશ્વ યુદ્ધમાં તન મન અને ધનથી મદદ કરી તેના બદલામાં રાજવીઓને ઈંગ્લેન્ડની મહારાણીનાં મુબારકબાદ, કોઈને ગવર્નરની શાબાશી અને થેન્ક્સનાં પત્રો કે કે.સી.એસ.આઈ. કે જી.સી.એસ .આઈ. જેવા નકામાં માત્ર ફીતા જેવા મેડલો જ મળ્યા હતા. માત્ર થોડાક રજવાડાઓને આ મદદનાં બદલામાં રાજકીય અને આર્થિક લાભ પ્રાપ્ત થયો હતો પરંતુ ત્યારે એ રાજાઓને તો ખ્યાલ જ નહોતો કે કે તેમને તો મહારાણી કે ગવર્નર કે બ્રિટીશ અધિકારી આ રીતે બનાવી જાય કે

ખોટા પોતે જ બનાવેલા ફીતા જેવા મેડલો કે તોપના બહાર (અવાજ) વધારી દે તેને પણ માનપાન અને મોભ્ભો જ સમજતા હતા.

જામનગર અને વાંકાનેરનાં રાજવીઓ તો ખુદ યુદ્ધના મોરચે જાનના જોખમે લડવા ગયા હતા તેમને પણ માત્ર માન સન્માન અને મેડલ સિવાય અંગ્રેજ સરકારે શું આપ્યું. પરતું કુદરતી ન્યાય મુજબ કે મોટાને તો સહુ મદદ કરે અને કરવી પણ પડે એ રીતે રાજવીઓએ મનેકમને પણ બ્રિટીશરોને હરખભેર મદદ કરી અને જીતાડયા પણ ખરા.

**પાદનોંધ**

(૧) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી'**, જૂનાગઢ, પ્ર.આ. ઇ.સ.૨૦૧૨, પૃ ૧૧૧.
(૨) **'દસ્તુરલ અમલ સરકાર'** જૂનાગઢ, સવંત ૧૯૭૪ શ્રાવણ, પૃ .૫૬૭.
(૩) **'દસ્તુરલ અમલ સરકાર'** જૂનાગઢ, સવંત ૧૯૭૪ આસો (વધારો), પૃ .૫૬૭.
(૪) Bhavnagar State **'Administration Report'**-1915-16 Page. 8
(૫) મહેતા ગોરધનદાસ **'સૌરાષ્ટ્ર ઈતિહાસ દર્શન'**, સિંહોર, ઈ.સ. ૧૯૩૭ પૃ. ૧૦૧
(૬) Bhavnagar State **'Administration Report '**- 1916-17 Page. 11
(૭) Bhavnagar State **Administration Report** - 1917-18 Page. 8
(૮) Dhangdhra State **Administration Report** - 1914-15 Page. 3
(૯) Dhangdhra State **Administration Report** - 1916-17 Page. 8
(૧૦) Dhangdhra State **Administration Report** - 1918-19 Page. 8
(૧૧) રત્નુ માવદાનજી,**'યદુવંશપ્રકાશ'**,કાલાવાડ, પ્ર. આ.ઇ.સ. ૧૯૩૭, પૃ ૩૫૮ .
(૧૨) Palitana State **Administration Report** - 1916-17 Page. 14
(૧૩) Palitana State **Administration Report** - 1916-17 Page. 15
(૧૪) Palitana State **Administration Report** - 1917-18 Page. 8
(૧૫) ટાપરિયા જસવંતસિંહ **'અમરચરિત્ર'**, વાંકાનેર.પ્ર.આ. ઇ.સ.૧૯૭૯, પૃ.૨૨૯.



(૧૬) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** (પીએચ.ડી.નો પ્રગટ મહાનિબંધ) સણોસરા.પ્ર.આ. ઇ.સ.૨૦૦૬ , પૃ.૪૮
(૧૭) એજન . પૃ.૫૮.
(૧૮) Rajkot State **Administration Report** - 1915-16 Page. 2
(૧૯) Rajkot State **Administration Report** - 1917-18 Page. 5
(૨૦) Rajkot State **Administration Report** - 1919-20 Page. 6
(૨૧) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠીયાવાડ'** (પીએચ.ડી.નો પ્રગટ મહાનિબંધ) સણોસરા. પ્ર.આ. ઇ.સ.૨૦૦૬ , પૃ.૬૪. (૨૨) વોર દફતર,ફાઈલ નં.૨૩–૨ **'લડાઈનાં કાગળોની ફાઈલ'**. ગુજરાત રાજય અભિલેખાગાર, જૂનાગઢ
(૨૩) વોર દફતર,ફાઈલ નં.૪ **'ગ્રેટ બ્રિટન અને જર્મની સાથેની લડાઈનાં કાગળોની ફાઈલ'.** ગુજરાત રાજય અભિલેખાગાર, જૂનાગઢ
(૨૪) બાવીસી મુગટલાલ, **'લીંબડી રાજયનો ઈતિહાસ'**, અમદાવાદ. પ્ર.આ.ઇ.સ.૨૦૦૦, પૃ.૧૪૬
(૨૫) Dhrol State **Administration Report** - 1918-19 Page. 11
(૨૬) Porbandar State **Administration Report** - 1914-15 Page. 4
(૨૭) Porbandar State **Administration Report** - 1915-16 Page. 4
(૨૮) Porbandar State **Administration Report** - 1916-17 Page. 3
(૨૯) Porbandar State **Administration Report** - 1917-18 Page. 3
(૩૦) Porbandar State **Administration Report** - 1918-19 Page. 3
(૩૧) Gondal State **Administration Report** - 1914-15 Page. 1
(૩૨) Gondal State **Administration Report** - 1915-16 Page. 17
(૩૩) Gondal State **Administration Report** - 1916-17 Page. 2
(૩૪) Gondal State **Administration Report** - 1919-20 Page. 4
(૩૫) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા ૨૫–૮–૧૯૧૪, પૃ.૧ .
(૩૬) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા૨૬–૮–૧૯૧૪, પૃ.૧ .
(૩૭) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા૨૭–૮–૧૯૧૪, પૃ.૧ .
(૩૮) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા૨૮–૮–૧૯૧૪, પૃ.૧ .

(૩૯) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા ૩૦–૮–૧૯૧૪, પૃ.૧.

(૪૦) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા ૩૧–૮–૧૯૧૪, પૃ.૧.

(૪૧) ધ લેટેસ્ટ વોર ન્યુઝ, તા ૯–૯–૧૯૧૪, પૃ.૧.

(૪૨) વોર ગેઝેટ, તા.૧૫–૧૧–૧૯૪૨, પુ.૧, અંક ૧૧, પૃ.૧

(૪૩) વોર દફતર, ફાઈલનં.૨૩–૨ **'લડાઈનાં કાગળોની ફાઈલ'**. ગુજરાત રાજય અભિલેખાગાર, જૂનાગઢ

(૪૪) વકીલ કૃષ્ણરામ સુરજરામ, **'અંગ્રેજ સરકારને યુદ્ધમાં કેમ ઉતરવુ પડયું ?'** પૃ.૧ થી ૮.

✤ **પ્રથમ વિશ્વ યુદ્ધને ૧૦૦ વર્ષ પૂરા થતાં સુર સંવાદ રેડિયો સીડની ઓસ્ટ્રેલિયા ઉપરથી આપેલ વાર્તાલાપ.**

✤ **નવ ચેતન જૂન ૨૦૧૪ માં પ્રસિદ્ધ થયેલ લેખ.**

## ૩. 'વિજ્ઞાનવિલાસ'માં પ્રતિબિંબિત થતા આર્થિક વિચારો

કોઈપણ સંશોધકે સંશોધન કરતી વખતે પોતાના વિષયને લગતા કેટલાક સાધનો એકઠા કરીને તપાસવા પડે છે, જે સાધનો વિવિધ પ્રકારના હોય છે, તેમાં સાંપ્રત અને મહત્વના સાધન તરીકે સંશોધક માસિકપત્રો અને અખબારોનો ઉપયોગ કરીને સમકાલિન અને પ્રમાણભૂત માહિતી મેળવતો હોય છે. ત્યારે સૌરાષ્ટ્ર ગુજરાતની ૧૯મી સદીના અંતકાળની આર્થિક પરિસ્થિતિ અને વ્યવસ્થા જાણવા માટે વિજ્ઞાનવિલાસ કેટલા પ્રમાણમાં ઉપયોગી થઈ પડે તેમ છે. તે સૌરાષ્ટ્રના આર્થિક ઈતિહાસ અને આથિક વ્યવસ્થા અંગે જાણવા માંગતા સંશોધકો માટે અહીં રાજકોટથી પ્રગટ થતા વિજ્ઞાનવિલાસ નામના માસિકને આ લઘુનિબંધનો વિષય બનાવી તેમાં ગુજરાતને લગતા કેવા કેવા આર્થિક વિચારો અને માહિતી પ્રાપ્ત થઈ શકે છે તેને મૂલવવાનો અને તે વિચારો ને બહાર લાવવાનો ઉપક્રમ સેવ્યો છે. આ માસિકમાંથી નીચે મુજબના આર્થિક વિચારો જાણવા મળે છે.

(૧) કાઠિયાવાડના દેશીરાજયમાં બાંધકામ ખાતાની જરૂર (૨) કરવેરા (૩) જમાબંધી વિઘોટી (૪) કાઠિયાવાડના તાલુકદારોને સૂચના ખેડૂતોની હાલત બાબત (૫) કાઠિયાવાડમાં જમીન ઉપર કર (૬)અફીણ વિશે નિબંધ (૭) ખેતીમાં ઘઉ અને કપાસનો પાક (૮) આપણા ગરીબ ખેડૂતોની દુઃખદાયક સ્થિતિ (૯) પૈસા કેમ કમાવા? (૧૦) પ્રાચીન હિંદુઓ સમુદ્રયાત્રા કરતા હતા કે નહી ?(૧૧) ધંધાનું જ્ઞાન (૧૨) હિંદુસ્તાનની કંગાલિયત (૧૩) ધનવાન કેમ થવાય ?(૧૪)વેપાર કરી પૈસા કમાવા (૧૫) કરોડાધિપતિ કેમ થવાય ?(૧૬) દેવાળુ કાઢવાના કારણ (૧૭) ખેતીવાડી સુધારો (૧૮) આપણી ખેતીવાડી શાથી સુધરે ? વગેરે વગેરે વિષયો છે.

**ઉદ્દભવઃ**

આ પત્રની શરૂઆત કેવી રીતે થઈ તેનો ઈતિહાસ જાણતા એમ માલુમ પડે છે કે ઈ.સ.૧૮૫૩માં આ પ્રકારનું કોઈ માસિક કાઢવાની જરૂરિયાત ઉભી થઈ હતી ત્યારે ઈ.સ.૧૮૫૫માં એના માટે વિવર્ધક મંડળી (પાછળથી તેનુ નામ વિદ્યાગુણ પ્રકાશ નામ થયું) એ પ્રેસ વસાવ્યુ પણ ચલાવવાવાળાની ખામીથી તે કામ ન થયુ અને અંતે પ્રેસ પાછુ આપી દેવુ પડયુ, આ સમય દરમ્યાન આ મંડળી માના કેટલાક ગૃહસ્થો જે જૂનાગઢની જ્ઞાનગુણ ગ્રાહક સભા સાથે પણ સબંધ ધરાવતા હતા અને એ સભા તરફથી ઈ.સ.૧૮૬૩માં' સૌરાષ્ટ્ર દર્પણ ' નીકળ્યુ, [૧]જોકે તેનાથી રાજકોટની ખામી પુરાઈ નહી

અને બે ત્રણ વાર આ બાબતે વિચારો થયા પણ નિષ્ફળ નીવડયા આખરે સ્વદેશ હિતેચ્છુ શેઠ કરસનદાસ મૂળજી ના પગલા થયા.

પછી તેમની હોંશ અને મદદથી તથા દિલ્હીના ઝવેરી શેઠ સાદીરામે રૂા.૧૦૦૦ દાન આપતા જૂન ૧૮૬૮થી વિજ્ઞાનવિલાસ રાજકોટથી શરૂ[૨] થયુ અને તે શરૂઆતમાં ત્રૈમાસિક હતુ અને પછીથી ઈ.સ.૧૮૭૫થી માસિક બન્યુ અને તેનું વાર્ષિક લવાજમ રૂ.૨ હતું.તેને વિદ્યાગુણ પ્રકાશ મંડળી પ્રકાશિત કરતી હતી અને તેના સેક્રેટરી તરીકે પ્રિ.હરગોવિંદ કાંટાવાળા હતા.

આ માસિકમાં ઈતિહાસ,સાહિત્ય,વિજ્ઞાનને લગતા ત્રણ પ્રકારના લેખો પ્રસિધ્ધ થતા હતા જેમ કે વિજ્ઞાનમાં રકત,પાચનક્રિયા, ખોરાક અને ઉપયોગ,પ્રાણીની ગરમી, ભૂસ્તરવિદ્યા, રૂધિરાભિસરણ, જવાળામુખી, વાદળા, મુત્રગાંઠ, તાવ, પૂંછડીયો તારો, આંખના દર્દ, ચાર્વાક મત, સામાજિકમાં હોળીની રમત, હુતાસણીનો ચાલ દુર કરવા અંગે અને પશુપંખીની બાબતમાં કૂતરાં, વરૂ, અમેરિકન ગીધ અને વ્યકિત વિશેષમાં રાજા રામમોહનરોય, સર સાલારજંગ, ડો.મેકડુગલ, હ્યુએનસાંગ, દયાનંદ સરસ્વતી, ગૌરીશંકર ઓઝા, કવિ નર્મદ વગેરેના લેખો અહી છપાયેલા જોવા મળે છે.

**જમીન મહેસૂલ વ્યવસ્થાઃ**

આ અંકોમાં કાઠિયાવાડની જમીનો કયા પ્રકારની છે તેનું વિવરણ કરી સતાધીશોને સમજાવ્યુ છે કે તમારે મહેસૂલ એક સરખી રીતેન આંકવુ જોઈએ, આ બાબત સમજાવવા માટે 'કાઠિયાવાડની જમીન ઉપર કર' નામના લેખમાં તેમણે જમીનના ચોકકસ ક્ષેત્રફળ ભરવાના માપથી હોતા નથી અને સાંતીનું માપ પણ નહોતુ વળી જમીનની જાત પ્રમાણે સાંતીનું એક સરખુ પ્રમાણ ન હોય તે સમજાવેલ. આ બાબતના ઉકેલ જમીનની માપણી કરવાનું સૂચન કરેલ અને તે માટે (૧) જમીનની પ્રત (૨) ગામથી જમીનનું અંતર (૩) જમીનનું ઠેકાણું (૪) જમીન અને પાસેમાં પાસેની પીઠ વચ્ચેનો આવવા જવાનો વ્યવહાર (૫) કુદરતી ફાયદા વગેરે જોવા જણાવેલ છે.જમીનના કર ઉઘરાવવાના જે ઈજારા અપાય છે તેનાથી ખેડુત હેરાન થાય છે તો આ રિવાજ કાઢી નાંખવો જોઈએ. ખેડૂતોને રાજય સિવાય દરબારી માણસોને પણ લાગા આપવા પડે છે, આથી એવા લોકો લાચાર ખેડૂતોનો લાભ લે છે અને પરાણે[૩] વધુ લાભ કઢાવવાની તજવીજ કરે છે તે સુધારવા રાજ સતાને અનુરોધ કયો છે. ખેડૂતોને ખેતરના



ભાડા બદલ તથા વજે મળીને બે પ્રકારે દરબારને આપવુ પડે છે તથા બીજી કેટલીક નાની બાબતો પણ દેવી પડે છે. એ પણ સુધારવા નિર્દેશ કરેલ છે.

**ખેતી સંબંધી વિચારો :**

આ માસિકમાંથી ખેતી સંબંધી પણ ઘણી બધી માહિતી મળે છે ઉપરાંત કાઠિયાવાડના વિસ્તારની કેટલીક ઉપયોગી માહિતી મળે છે કે કાઠિયાવાડ ઈલાકાનો વિસ્તાર ૨૧૦૦૦ ચોરસ માઈલ છે જેના નાના મોટા મળીને ૪૦૦૦ ગામો છે જેની પેદાશ ૧ કરોડ રૂપિયાથી વધારે[૪] ઉપજ છે જેમાં ૧૫ લાખની વસતિ છે અને નાના મોટા ૨૦૦ તાલુકદારો છે અને ૧૭૫ નિશાળો છે અને આશરે ૧૦ હજાર વિદ્યાથીઓ ભણે છે એવો પરિચય અપાવીને કાઠિયાવાડની ખેતીની સ્થિતિ બતાવી છે.

ખેતી બાબતની એક કહેવત લખવામાં આવી છે કે 'ઉતમ ખેતી, મધ્યમ વેપારને કનિષ્ક ચાકરી ' એમ કહી ખેતીનો મહિમા ગાઈને કહ્યુ છે કે ખેતી કામ આપણા દેશમાંથી સુધરે લેખ લખી, ભારતની ખેતીને પરદેશની ખેતી સાથે સરખાવીને તુલના કરી ખેડૂતોને જગાડવાનો પ્રયત્ન કરેલ જણાય છે. બીજા એક લેખ 'કાઠિયાવાડ ગુજરાતના ફળવૃક્ષ' લેખક વૈદ્ય મયારામ સુંદરજીએ લખેલ છે તેમાં આંબો, ફણસ, રામફળ, સીતાફળ, જામફળ, કેળા, મહુડો, રાયણ, ગુંદો, ગુંદી, બીજોરૂને કોઠી, આમલી, લીબુ, બદરી વૃક્ષ, રાવણા દાડમ, સેતુર, નાળિયેરીની ચર્ચા કરવામાં આવી છે.આ ફળોની ખેતી કેવી રીતે થાય ,કેટલી આવક થાય,વેચાણ કયાં અને કેવી રીતે મળે તથા ફળના ગુણધર્મ ઉપયોગથી ખેડૂતોને વાકેફ કરવામાં આવ્યા હતા. અહીથી એમ જાણવા મળે છે કે કુંડલાના દરબારી બાગમાં જામફળ ૧ શેર વજનનું થયેલ અને તેને ગોંડલ પ્રદર્શનમાં એ બાગને ઈનામ મળ્યુ હતું. લેખકે પાકની તુલના કરતા લખેલ કે દશ વિઘા જમીનમાંથી શેરડીનો પાક રૂા.૧૦૦૦નો થાય જયારે કેળાનો પાક રૂા.૩૦૦૦ નો થાય છે, વળી શેરડી એક જ જમીનમાં૧૫ કે ૨૦ વર્ષ થાય છે જયારે કેળાનો પાક ૩૦ વર્ષ લઈ શકાય છે તે સમજાવ્યુ છે.

**વાહનવ્યવહારની પરિસ્થિતિઃ**

ઈ.સ.૧૮૬૦ આસપાસ હજુ કાઠિયાવાડમાં પાકી સડકો બંધાઈ નહોતી તે પછી પાકી સડકો બાંધવામાં આવી અને તેમાં વચ્ચે આવતી નદીઓ ઉપર પુલ બાંધવામાં આવ્યા જેની માહિતી 'વિજ્ઞાન વિલાસ'માંથી પ્રાપ્ત થાય છે કે,

બેટી ગામની પાસેનો મચ્છુ નદી ઉપરનો પુલ.

ગોંડલમાં ગોંડલી નદી ઉપરનો પુલ.

વઢવાણમાં ભોગાવા નદી ઉપરનો પુલ.

જૂનાગઢમાં સોનરખ નદી ઉપરનો પુલ.[૫]

આમ અહીથી સૌરાષ્ટ્રના વાહનવ્યવહાર સંબંધી આટલી માહિતી પ્રાપ્ય બને છે.

**દેશી અને પરદેશી ઉદ્યોગોની તુલના :**

આ માસિક પત્રનો હેતુ ભારતીય પ્રજાને બળવતર બનાવવાનો અને પ્રગતિશીલ અને સ્વાવલંબી બનાવવાનો અંદરખાનેથી હતો, તેથી એવા કેટલાક લેખ છાપવાના પસંદ કરેલ કે તેના દ્વારા આપણા દેશી હુન્નર ઉદ્યોગો મજબૂત બને લોકો તેને સ્વીકારતા થાય. આ માટે 'દેશી કારીગરીને ઉત્તેજન 'નામે લેખમાં આ બાબતની ઘણી ચર્ચા કરી છે કે આપણા દેશની વસતિના ૨૫ કરોડમાં ૫ કરોડ લોકો દુઃખી નીકળે એવુ તારણ[૬] કાઢી ભારતના લોકોની સ્થિતિ કેવા પ્રકારની અને તે કેવા કેવા દુઃખો અને મુશ્કેલીઓ સહન કરી રહ્યા છે તેનો ચિતાર આપી લખે છે કે આજે ભારતમાં રાજસ અને હેરીસન એવા બે નામવાળા વિલાયતી શોભિતા હાથાના ચળકતી અને પાણીદાર છરીઓ વપરાય છે, જે પરદેશી અને મોંઘી છે તો પણ લોકોમાં ખરીદાયા અને તેનું પરિણામ એ આવ્યુ કે દેશી છરીઓ અને આપણા લુહારોના ધંધા પડી ભાંગ્યા, વધુમાં એમ પણ લોકોને કહ્યુ કે વિલાયતી ચાકાના શોભિતા હાથાથી તમે હરખાતા હશો ને માનતા હશો કે તે હાથી દાંતના છે પણ તે જનાવરના શીંગડાના છે તો તમે તેનાથી શાક સુધારી રસોડાને અભડાવી મારો છો. તેની સામે ભરૂચ જિલ્લાના આમોદ ગામમાં તૈયાર થતા ચાકુ સારા છે, જે અડધા રૂપિયામાં ત્રણ મળે છે તેથી એક રાજસની બરાબર એવા પાંચ ચાકુ મળ્યા એમ ગણો તે ચાકુ તાંબાના બે કટકા કરી નાંખે એવા તાકાતવાન છે,[૭] એમ કહી સ્વદેશી વસ્તુને વાપરવાનો આગ્રહ કરેલ. ભારતીય લોકોને પરદેશી વસ્તુઓ રાખવાનું કેવુ ગમે છે તેનું ચિત્રણ કરેલ છે કે આપણા ઘરમાં ટાંગેલા ઝુમ્મર, હાંડી, ચિત્રો પરદેશી છે[૮] અરે રાચરચિલુંપણ જેમકે બારણાના મિજાગરા, સ્ક્રુ, ખીંટી, કપ રકાબી, પ્યાલા, રમકડા વગેરે. એમ કહી તે એમ કહેવા ઈચ્છે છે કે શું આવડા મોટા દેશમાં શું આ વસ્તુઓ બનતી નથી તે આપણે પરદેશની વસ્તુઓ વાપરીએ છીએ એમ કહી ભારતીય ઉદ્યોગોને ટકાવી રાખવા લોકોને આ લાલબત્તી ધરી જગાડયા છે. વિલાયતી ચીજોને વધારે વાપરનારા તેમના પર વધારે શોખ રાખનારા અને દેશી ચીજો પર થોડું જ ધ્યાન



આપનારા કયા લોકો છે એમ કહી તેઓ આ બાબતનો વિશેષ દોષ જેઓ દેશનો જિર્ણોધ્ધાર કરવાનો દેશને સુધારવાનો આબાદ કરવાનો ફાંકો રાખે છે એવા ભણેલા લોકો ઉપર મૂકવાનું[૯] કહે છે.તે આપણા માટે શરમજનક અને ખોટા શિક્ષિતો માટે લાંછનરૂપ ગણાય.

**સૌરાષ્ટ્રના ડુંગરો :**

સૌરાષ્ટ્રમાં અનેક નદીઓ અને અનેક ડુંગરો આવેલા છે, તે આપણી મહામૂલી મૂડી સમાન છે અને તેની કેવીકેવી ઉપયોગિતા રહેલી છે તે પણ આમ જનતાને સમજાવવુ જરૂરી હોય છે કે આ આપણી સંપતિને આપણે જાળવવી જોઈએ અને તેનો યોગ્ય સદઉપયોગ કરવો જોઈએ,તે બાબતને લોકો સમક્ષ મૂકવા માટે વિજ્ઞાન વિલાસમાં ચોટીલા, સાણા, હર્ષદના કોયલા, બરડા ડુંગરની અગત્યતા અને ઉપયોગિતાને વર્ણવવામાં આવી છે. બરડો ડુંગર દરિયાની સપાટીથી ૧૫૦૦ ફુટ ઉંચો છે અને બહારવટિયાનું રહેઠાણ રૂપ બની ગયો છે તેમ કહી બરડાની ખનીજ સંપતિ અને ઔષધિની માહિતી આપી છે,બરડાના ડુંગરમાં આભપરો, દંતાળો, વીડગોયો, હોળીઘડો, માલક, ચરકાળો, શોનીઘડો, નાના મોટા હડીયાર, કાળો ડુંગર વગેરે નામના સ્થળો છે તે બતાવ્યા છે.[૧૦]

**અમદાવાદના મુસ્લિમોની કંગાળ હાલતઃ**

કોઈ પ્રજા એક કાળે મહાન હોય અને ધનસંપતિ ધરાવતી હોય અને તેમાંથી એકાએક પડતીના આરે આવી જાય તો તેનું કારણ ઈતિહાસકારો અને સમાજશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ જાણવા કોશિષ કરતા હોય છે. તે દષ્ટિથી અહી અમદાવાદના મુસલમાનો વિશે લખાયુ છે કે અમદાવાદમાં ત્રણ દરવાજે સંખ્યાબંધ ભૂખે મરતા મુસલમાનો દરરોજ ભીખ માંગવા આવીને બેસે છે,[૧૧] મુસ્લિમો એ અમદાવાદની સેંકડો વરસની સતા ચલાવી અને કેટલાક ઉંચા હોદા અને પૈસા મેળવ્યા હતા છતાં આજે અમુક મુસલમાનોની આવી કંગાળ હાલત આવી તેને અહી લોકો સમક્ષ ઉદઘાટીત કરવામાં આવી છે. આ ઉપરાંત અમદાવાદના મુસલમાન કુટુંબોની આર્થિક સ્થિતિ અને તેના જીવનનિવાહ પદ્ધતિનું ચિત્રણ કરેલ છે.

**આર્થિક પરિસ્થિતિ વર્ણવતા ગીતો :**

આપણે અહી વિજ્ઞાનવિલાસમાંથી પ્રગટ થતા આર્થિક વિચારો જાણી રહ્યા છીએ, ત્યારે આ માસિકમાં કેટલાક પદ્ય ગીતો પ્રાપ્ય બન્યા છે,

તેમાંથી આપણે અહી ત્રણ વિષયના ગીતોને જોઈએ.

**રોજગારીને લગતા ગીત :**

આપણા દેશમાં રોજગારી કઈ રીતે વધારી શકાય તે બાબતે નીચે મુજબનું એક પદ્ય ગીત મળ્યુ છે.

કળા કૌશલ્ય કારીગરી, હેમુ જ દેશી યાર
હજાર હુન્નર હાથના, શોધો તત્વ વિચાર
નવરા બેઠાની થકી, ઉપજે દુઃખ અપાર
આળસને અજ્ઞાનથી, થાય દુનિયા ખવાર
કામ વિના કુબેરનો છે, બહુ પ્રૌઢ ભંડાર
ખાધાથી ખુટે ખચિત, સમજો નરને નાર
ભરતખંડ ભંડારતો, હતો પૂર્વ ભરપૂર
લક્ષ્મી છત્રીસ લક્ષણા, ગયા લઈ બધુ નૂર
પણ દેશી જન પ્રિયઓ, હવે ઉઘાડો આંખ
હષયુકત હિંદુ હતા, ઝપટ આવતા ઝાંખ
ઉદ્યમ કળા વિના પડયો, હલકો હિંદુસ્તાન
દેખી દિલ દાઝે અરે, ગ્રહો કળા ગુણવાન
શેઠ તણી શિક્ષા જૂઓ, ઝાપા લગણ મનાય
એવુંઅંતર લાવતા, શ્રીપતિ પ્રસન્ન થાય
દેશી કારીગર બનો, દેશી બર વપરાય [૧૨]

**મોંઘવારી વિશેનું ગીત :**

એ સમયમાં આપણા જૂના દેશી અને ભણેલા માણસોની નજર ખૂબ જ સચેત અને જાગૃત હતી તેથી તેઓ પદ્ય સ્વરૂપે લખી મોકલતા હતા ત્યારે એ સમયે ચાલતી મોંઘવારી મટવા વિશે મહેતા પ્રતાપરાય શિવલાલે પ્રભુ સ્તુતિ રચી હતી, જેના અંશો જોઈએ.

પરમ પુરૂષ પરમેશ્વરા,જગપતિ પાળ કુપાળ
વિશ્વંભર વિશ્વેસરા,બાળ ગણી સંભાળ
બહુ વરસો થ્યા,વસ્તીમાંદેખાતા દુકાળ
પીડાતા પાણી વગર, બાળ ગણી સંભાળ



દુકાળે દુનિયા બધી, કણ મોંઘે કંગાળ
ન ખમાતી પીડા ખમે, બાળ ગણી સંભાળ....... [૧૩]

દુષ્કાળના દુઃખથી વષ્ટિ થવા ઈશ્વરની પ્રાર્થના અને દુષ્કાળ અંગેની માહિતી

દુષ્કાળ વખતે પ્રભુને મનાવવા માટે લોકો દ્વારા પ્રાર્થના કરવામાં આવતી હતી જેમાં લોકોની ખરાબ સ્થિતિને ઈશ્વર સામે ગીતના સ્વરૂપમાં નિરૂપવામાં આવી છે,જેમાં તેઓ વર્ણવે છે કે ઘાસ મોંઘુ મળે છે અને પાણીનું દુઃખતો ખમાય એવું નથી , અનાજ તો દુરથી મંગાવ્યુ આવે પણ પાણી દુરથી ન આવે તેમ તેઓ ગીતમાં કહે છે, તળાવો નદીઓ સુકાય ગયા છે. આવી પરિસ્થિતિમાં વળી ટુટીયુ આવ્યુ આવા દુઃખમાં પરાણે જીવાય છે. [૧૪]

આ અંકોમાંથી કોગળીયુ, મહામારી, ટુટીયુ અંગેની પણ વિગતો મળે છે કે જયારે આખા ભારતમાં આ રોગ પ્રસર્યા હતા જે એક સ્થળેથી બીજા સ્થળે ફેલાતા, કોગળિયામાં શરૂઆતમાં ઝાડા થાય ત્યારે ઝાડાને ઉલટી સાથે શરીરમાં ગોળા ચડતા, શરીર ઠંડુ પડી જતુ અને કાળાશ મારતુ તથા નાડી ઠંડી પડી જતા માણસ મત્યુ પામતો. કોગળીયાથી વ્યકિતની ગરમી ૯૯ અંશની હોય છે તેમાં ઘણો ઘટાડો થાય છે, મૃત્યુ થયા પછી ગરમી વધી ૧૦૦ અંશથી પણ વધારે થાય છે, આ રોગ પાણી અને ખોરાક મારફત પ્રવેશે છે, તેથી બચવા કોગળિયાના સમયમાં પાણી હંમેશા ઉકાળીને તથા રેતી અને લાકડાના કોલસામાંથી ગાળીને વાપરવુ, ખાવા પીવા અને પહેરવા ઓઢવામાં ઘણુ નિયમસર રહેવુ, આ રોગના વ્યકિતના ઝાડા ઉલ્ટીમાં પણ જંતુ હોય છે તેથી તેને દાટી દેવા, દર્દીના કપડાંને પણ બાળી દેવા કે ગરમ પાણીમાં ઉકાળી સૂકવી રાખવા, દર્દીની રહેવાની જગ્યાએ ગંધક ડામર વગેરે પદાર્થો બાળી સાફ કરવી તેમ અહીથી જાણવા મળે છે.

વિશેષમાં અહીઆ રોગની દવા પણ બતાવી છે કે કાંજી કે ચોખા કે હલકો ખોરાક આપવો,તરસ લાગે તેના માટે સોડાવોટર, ચા, દૂધ આપવા,અંગ ઠંડુ પાડવા માટે શેક કરવો, રાઈનો લેપ મારવો, પાણીની અંદર મીઠુ નાંખીને પાવુ. [૧૫] ઉપરાંત અહી દેશી દવાઓ પણ તેની માત્રા મુજબ બતાવી છે.

**વિવિધ પ્રદર્શનોના અહેવાલ :**

કાઠિયાવાડમાં રાજાઓના સાથ સહકારથી અનેક સ્થળોએ જુદાજુદા પ્રદર્શનો જેવા કે અશ્વ, હુન્નર કલા, ખેતીવાડી, પશુપાલન, બાગબગીચાને લગતા યોજાતા

હતા, તેની જાહેરાત અહેવાલ આ માસિકમાં જોવા મળે છે. રાજકોટમાં તા. ૧૫/ ૮/ ૧૮૭૭ના રોજ સાંજે આગાખાનના બંગલામાં હુન્નર કળાને લગતુ પ્રદર્શન યોજાયુ હતુ, આ પ્રદર્શનને મોરબીના અસમતપનાહ બાઈ મોંઘીબાએ રૂ.૪૦૦ અને વઢવાણના અસમતપનાહ બાઈ માજીરાજબાએ રૂા. ૧૦૦ ભેટ આપ્યા હતા. અહીં ભરતગુંથણ, શીવણકામ, ગુંથણ કામ, ચિત્રકામના નમૂનાઓને ૨૦ ખંડમાં[૧૬] પ્રદર્શીત કરવામાં આવ્યા હતા. ઈ.સ.૧૮૮૮માં સોનગઢમાં એક પ્રદર્શન યોજાયેલ તેનું પદ્ય સ્વરૂપે [૧૭] વર્ણન અને તેનો ઈતિહાસ અને કામગીરી અહીંથી જાણી શકાય છે અને તેના પરથી ખ્યાલ આવે છે કે એ કાળમાં ઉદ્યોગો અને હુન્નરો વિકસાવવા માટે અને લોકોમાં તેનુ જ્ઞાન ફેલાવવા માટે આ પ્રકારના પ્રદર્શનો યોજવામાં આવતા હતા.

**મૂલ્યાંકન**

વિજ્ઞાનવિલાસ માસિક કાઠિયાવાડની જનતાની વિવિધ પરિસ્થિતિ સુધારવા અને વિટંબણાઓ જાહેર કરવા અને ઈતિહાસ અને સંસ્કૃતિને જાળવવા માટે તથા એ યુગમાં વિજ્ઞાનને પ્રસરાવવાના હેતુથી એ યુગના વાત ડાહ્યા માણસોએ પ્રસિધ્ધ કર્યુ હતું અને તેને કદરદાન દાનવીરો, રાજવીઓ, અધિકારીઓ અને જનતાએ સાથ સહકાર આપીને ટકાવી રાખેલ માલુમ પડે છે.

જેની અંદર વિવિધ પ્રકારનો રસથાળ પીરસાતો હતો જેમાં ઈતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન, સામાજિક ને આર્થિક બાબતોને લગતા વિવિધ લેખો પ્રગટ થતા રહ્યા હતા, જેમાંથી આપણે અહીં માત્ર આ માસિકમાં ઈ.સ.૧૮૭૦ થી ૧૮૮૫ દરમ્યાન જે લેખન સામગ્રી પ્રસિધ્ધ થઈ હતી તેને ચકાસીને તેમાંથી સૌરાષ્ટ્રને લગતી આર્થિક બાબતો અને વિચારો કેવા કેવા પ્રસિધ્ધ થયા હતા તેને અહીં તપાસતા તેમાંથી તારણરૂપ નીચેના મુદાઓ ફલિત થાય છે.

(૧) વિજ્ઞાનવિલાસે પોતાના ધ્યેય મુજબ આ માસિકમાં સૌરાષ્ટ્રને લગતી આર્થિક બાબતોનો પણ પુરેપુરી રીતે વિચાર કરીને અનેક પ્રકારની આર્થિક બાબતોની ચર્ચા કરેલી જોવા મળે છે કે જેના દ્વારા સૌરાષ્ટ્રની પ્રજાને રાજા અને બ્રિટીશરોની શોષણનીતિની સામે જાગૃત કરી હતી તેમ કહી શકાય.

(૨) વિજ્ઞાનવિલાસે સૌરાષ્ટ્રની આર્થિક બાબતોને ઉજાગર કરવા માટે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો હતો ઉપરાંત જમીન, મહેસુલ વ્યવસ્થા, દેશી હુન્નરોની દશા, કરવેરા અને દેશી રજવાડાની નીતિની ચર્ચા કરી છે.



(૩) આ પત્રમાં આર્થિક બાબતોની સાથે સાથે સામાજિક બાબતોની પણ સમયાંતરે ચર્ચા મૂકીને સામાજિક બાબતથી આર્થિક પરિસ્થિતિ સમાજની કેવી રીતે બગડતી ગઈ અને કેટલી હદ સુધી પ્રસરી તેની ચર્ચા અમદાવાદના મુસ્લિમોના સંદર્ભમાં કરી છે.

(૪) સૌરાષ્ટ્રમાં માત્રને માત્ર આર્થિક પરિસ્થિતિ ખરાબ જ હતી અને લોકોને મુશ્કેલી જ શાસકો તરફથી ભોગવવી પડતી હતી તેવુ નહોતુ પરંતુ ત્યારના રાજા મહારાજાઓ અને બ્રિટીશ અધિકારીઓ એ પણ સૌરાષ્ટ્રમાં હુન્નર કળા અને ઉદ્યોગો વિકસે તે માટે ઘણી બધી પ્રવૃતિઓ કરી હતી અને તે માટે સૌરાષ્ટ્ર ગુજરાતમાં અસંખ્ય સ્થળોએ જુદાજુદા પ્રકારની આર્થિક બાબતો અને ખેતીને લગતા પ્રદર્શનો યોજયા હોવાનું માલુમ પડે છે.

(૫) આ માસિકે સૌરાષ્ટ્રની જનતાને પોતાના વિસ્તારની આર્થિક પરિસ્થિતિ અને જમીન, ડુંગરો, જમીનનો વિસ્તાર વગેરેથી માહિતગાર કરી તેમની પોતાની સમૃદ્ધિ અને સગવડતા માટે જાગૃત કર્યા હોવાનું માલુમ પડે છે, જેમ કે સૌરાષ્ટ્રના ડુંગરોની અહી ચર્ચા કરી તેની અગત્યતા સમજાવી છે.

(૬) વિજ્ઞાનવિલાસે સાહિત્યની પણ સેવા કરી હતી જેમાં કેટલાક શીઘ્ર કવિઓએ પોતાની રચના રચી હતી તેને અહી પ્રગટ કરવામાં આવી હતી અને તેમાં કેટલાક કવિઓએ આર્થિક બાબતોને ઉજાગર કરતા પદ્યગીતો, રોજગારી, મોંઘવારી, દુષ્કાળ બાબતના ગીતો રચ્યા હતા તેને પ્રસિધ્ધ કરી આ વિસ્તારની આર્થિક સમસ્યાઓને આ રૂપે લોકોમાં વિસ્તારીને જાગૃત થવા એક પ્રકારનું આહવાન કરેલ જણાય છે.

**પાદનોંધ**

(૧) ખાચર પ્રદ્યુમ્ન અને ડી.પી.વાળા **'તસવીરોમાં જૂનાગઢ'** રાજકોટ, ઈ.સ.૨૦૧૧,પાનું. ૨૩૫. **'સૌરાષ્ટ્ર દર્પણ'** ઈ.સ.૧૮૬૩ માં હકીકતે નીકળેલ પણ આજ સુધીના લેખકો ઈ.સ.૧૮૬૫ બતાવતા હતા.

(૨) વિજ્ઞાનવિલાસ, પુ.૫,અંક ૪ ઈ.સ.૧૮૭૪ પાનું. ૨.

(૩) વિજ્ઞાન વિલાસ, પુ.૨,અંક ૪,ઈ.સ.૧૮૭૦ પાનું. ૧૫૨.

(૪) વિજ્ઞાન વિલાસ, પુ.૧,અંક ૧,ઈ.સ.૧૮૬૮ પાનું. ૧.

(૫) વિજ્ઞાન વિલાસ, પુ.૫,અંક ૩,ઈ.સ.૧૮૭૪ પાનું. ૫.

(૬) વિજ્ઞાન વિલાસ, પુ.૬,અંક ૮,ઈ.સ.૧૮૭૫ પાનું. ૧૮૫.
(૭) વિજ્ઞાન વિલાસ, પુ.૮,અંક ૪,ઈ.સ.૧૮૭૪ પાનું. ૯૩.
(૮) વિજ્ઞાન વિલાસ, પુ.૭,અંક ૨,ઈ.સ.૧૮૭૬ પાનું. ૪૭.
(૯) વિજ્ઞાન વિલાસ,પુ.૭,અંક ૩,ઈ.સ.૧૮૭૬ પાનું. ૬૮.
(૧૦) વિજ્ઞાન વિલાસ, પુ.૬,અંક ૧,ઈ.સ.૧૮૭૫ પાનું. ૧૪.
(૧૧) વિજ્ઞાન વિલાસ, પુ.૭,અંક ૧,ઈ.સ.૧૮૭૬ પાનું. ૨૦.
(૧૨) વિજ્ઞાન વિલાસ, પુ.૮,અંક ૯,ઈ.સ.૧૮૭૭ પાનું. ૧.
(૧૩) વિજ્ઞાન વિલાસ, પુ.૧૦,અંક ૭,ઈ.સ.૧૮૭૯ પાનું. ૧.
(૧૪) વિજ્ઞાન વિલાસ, પુ.૭,અંક ૭,ઈ.સ.૧૮૭૬ પાનું. ૧૪૫.
(૧૫) વિજ્ઞાન વિલાસ, પુ.૭,અંક ૮,ઈ.સ.૧૮૭૬ પાનું. ૧૭૪.
(૧૬) વિજ્ઞાન વિલાસ, પુ.૮,અંક ૧૦,ઈ.સ.૧૮૭૬ પાનું. ૭૨.
(૧૭) વિજ્ઞાન વિલાસ, પુ.૧૯,અંક ૩,ઈ.સ.૧૮૮૮ પાનું. ૯૭.

✤ **ઈતિહાસ ભવન સરદાર પટેલ યુનિવર્સિટી વલ્લભવિદ્યાનગર દ્વારા રાજ્ય સ્તરનાં (ગુજરાતમાં આર્થિક રાષ્ટ્રવાદનો ઉદય અને વિકાસ) સેમિનારમાં તા. ૨૪/૨/૨૦૧૨ના રોજ રજૂ કરેલ શોધ પત્ર.**

## ૪. જૂનાગઢના ઐતિહાસિક સ્મારકોની અવદશા

જૂનાગઢ એટલે ૨૩૦૦ વર્ષનો સળંગ ઈતિહાસ સંઘરીને બેઠેલું નગર. આ નગરે ખુબ જ ચડતી પડતીઓ જોઈ છે અને આટલા વર્ષોમાં ૧૭ થી ૧૮ તો નામો બદલ્યા અને વળી પાછુ જૂનાગઢ જ નામ રહ્યું, જોકે આજકાલ તો જૂનાગઢને ન્યુગઢ કે નવાગઢ બનાવવાના પ્રયત્નો થતા જોઉ છું. આ નગર ઉપર મોર્ય, ક્ષત્રપ, ગુપ્તો, મૈત્રકો, ચુડાસમા અને ગુજરાતના સુલતાનો અને મુઘલો અને છેલ્લે બાબીઓએ સતા ચલાવી.

આ નગરમાં ઢગલાબંધ પ્રાચીન અને અર્વાચીન સ્મારકો આવેલા છે જેમાં કેન્દ્ર સરકારના હસ્તક ૫ અને ગુજરાત સરકારના હસ્તક ૨૬ સ્મારકો આવેલા છે.

બે હજાર વર્ષનો વારસો અને રહેણીકરણીને જાળવી રાખતા ઈંટવા વિહાર, બોરિયા સ્તૂપ અને બે હજાર વર્ષ પહેલાની ગુફાઓ અને ખાપરા કોડિયાં અને બાવા પ્યારેની ગુફાઓ અને જેના ઉપર તાજેતરમાં કુદરતે હુમલો કરી જેનું મકાન તોડી પાડ્યું એવો અશોકનો શિલાલેખ અને દામોદરકુંડ, ભવનાથ મહાદેવ આવેલા છે. જૂનાગઢની નગર રચના જ વિશિષ્ટ રીતની અને ભૂગોળ ને ખ્યાલમાં રાખીને ત્યારે કરવામાં આવી હતી તેમાં ૯ દરવાજા હતા અને પાણીના આવનજાવન અને સંગ્રહની અનેરી વ્યવસ્થા હતી.

જૂનાગઢને છેલ્લે શણગારવાનું કામ નવાબ મહાબતખાનજી બીજાએ કર્યુ જૂનાગઢમાં સર્કલ ચોક, જેલ, જુમ્માં મસ્જિદ, મહાબત મકબરો વગેરે બાંધ્યું હતું, બીજો આવો પ્રયત્ન કલેકટરશ્રી સિંગ, કલેકટરશ્રી રોહિત પાઠક અને કલેકટરશ્રી આલોક કુમાર પાંડેએ થોડોક કર્યો છે.

જૂનાગઢ શહેરમાં પ્રથમ નવાબ બહાદુરખાનજી ૧લા થી માંડી ને ૫ માં નવાબ સુધીના મકબરા જૂનાગઢમાં પડવાને વાંકે ઉભા છે. ચિતાખાના ચોકમાં આવેલા બાબી શાસકોના મકબરાઓના શિલાલેખો તુટવા ફૂટવા લાગ્યા છે અને મકબરા ઉપર મોટા મોટા ઝાડ ઉગી નીકળ્યા છે, અરે પ્રથમ મકબરો તો આ ઝાડના ઉગવાથી અડધો તૂટી પડ્યો છે તેને કોઈ સાચવનાર કે જાળવનાર નથી, નહી કે આ જૂનાગઢના શાસકોના શાહી ઈતિહાસના અને સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસના સ્મારકો છે એવું કોઈ નગરજન જાણતો અને માનતો નથી એ દુખદ બીના છે.

આ નવાબો કલા અને સંસ્કૃતિ પ્રેમી એવા બધા રહેલા કે તેમણે જૂનાગઢમા રંગ મહેલ સહિતના ૧૮ રાજમહેલ, આઈનામહેલ, નવ દરવાજા, સક્કરબાગ,

નાટયશાળા,૧૪ જુદાજુદા બગીચાઓ અને ત્રણ ચાર ઉતમ શૈક્ષણિક સંસ્થાઓ બાંધીને જૂનાગઢની સુરત બદલી નાંખી હતી. આ ઉપરાંત જૂનાગઢમાં સમયાંતરે અનેક નવા આયોજનો થયા અને ટૂંકમાં પડી ભાંગ્યા છે જેમકે ગ્રોફેડ પ્લાન, નાટયશાળા, ઉપરકોટનું એમ્પી થીયેટર વગેરે.

મહાબત મકબરો અને વજીર બહાઉદીનભાઈના મકબરામાં દર બે વર્ષે કોઈ ને કોઈ નુકશાન આવારા તત્વો કરતા જ રહે છે, બે પાંચ વર્ષ પહેલા આરસની કલાત્મક જાળીઓ એક પછી એક તોડી નાંખી છે, ૬ મહિના પહેલા મકબરાનો કલાત્મક દરવાજો જ કોઈ સમૂળગો ઉખાડી ગયું છે. આ મક્બરાને રાત્રે લાઈટ થી જળળતો કરાતો એ આજે બંધ છે. આ બધા સમાચારો અખબારો અને ટેલીવિઝનમાં આવે તો પણ હજુ આપણે તેની જાળવણી માટે તલભાર પણ જાગ્યા નથી એવું લાગે છે.

જૂનાગઢના સર્કલ ચોકનું મૂળ નામ ચાંદની ચોક હતું ત્યાં એક જ સરખી બાંધણીવાળી દુકાનો હતી પણ આજે વેપારીઓએ પોતપોતાની રીતે દુકાનોમાં ફેરફાર કરી આધુનિકતાનો ઓપ આપી દીધો છે, બાકી જયપુર કે મોરબીની બજારો જેવા દેખાવવાળા ચોકની નવાબ મહાબતખાનજી બીજાએ ભેટ આપી છે પણ એ કદરૂપો થતો જાય છે .

અરે ઇસ્લામી દુનિયાની ઇસ્લામી સહિષ્ણુતામાં ચાર ચાંદ લાગી જાય એવા શિલ્પો દિવાન ચોકના રાજમહેલના ઝરૂખાઓમાં જોવા મળે છે, જેમાં સિંહ, હાથી, મોર, ચોકીદાર વગેરે જેવા જીવંત આકારો કોતરીને નવાબોએ પોતાની સહિષ્ણુતા અને હિંદુઓ પ્રત્યેના સમભાવને પ્રતિબીબિત કર્યો છે, ઇસ્લામી શરિયતના નિયમો મુજબ મુસ્લિમ કોઇપણ સ્થાપત્યમાં જીવિત વસ્તુના આકાર કોતરતા હોતા નથી. આ બેનમૂન શિલ્પો સર્કલ ચોકની ખીચોખીચ ઠાંસી ઠાંસી ને ભરેલી દુકાનોના પાટીયાઓની વચ્ચે દટાય ગયા છે અને રડી રહ્યા છે.

જયાં નવાબીકાળમાં દરબાર ભરાતો હતો તે સ્થળે જ આપણે દરબાર હોલ મ્યુઝિયમ બનાવ્યું પણ આજકાલ આ રાજમહેલ જર્જરિત હોવાના લુલા કારણો આગળ ધરી મ્યુઝિયમ મૂળ સ્થળેથી બદલી નાખવામાં આવી રહ્યું છે તો શું આપણેએ નવા સ્થળને હવે દુનિયાના પ્રવાસીઓને કહી શકશું કે આ સ્થળે દરબાર ભરાતો હતો અને છડી પોકારાતી હતી.

જૂનાગઢમાં રેલવે સ્ટેશન પાસે અને સરદારબાગના દરવાજે જૂનાગઢના જ



પથ્થરોમાંથી કોતરાયેલા સિંહો મુકાયા હતા પણ તેમાંથી એક સિંહને પાંચેક વર્ષ પહેલા વાહન ભટકાતા પડી જતા એ સિંહ પછી ક્યાં ગયો તે કોઈ જ યાદ કરતુ નથી કે પૂછતું નથી કે એને પાછો એ જગ્યાએ જ મુકવો જોઈએ. અરે રેલવે સ્ટેશન પાસેના બે સિંહ માંથી એક સિંહને તો આપણે ખોડિયાર માતાજીને જ ભેટ ધરી દીધો છે.

જૂનાગઢના નવાબ મહાબતખાનજી ત્રીજાને નાટક જોવાનો અને ભજવવાનો અનેરો શોખ હતો, તેથી તેમણે સરદારબાગમાં પોતાના રાજમહેલની સામે જ નાટ્યશાળા બંધાવેલી અને તેમાં પોતે નવાબનો માભો છોડીને રાધાનું પાત્ર ભજવતા હતા. આ નાટ્ય શાળાનો થોડા સમય પહેલા જીર્ણોદ્ધાર આપણે કર્યો પણ પછી આજ સુધી કોઈ દિવસ એને ખોલી નથી અને એ ભંગાર હાલતમાં પડી છે. જૂનાગઢના અધિકારીઓ અને રાજકારણીઓની સંસ્કૃતિ તરફની બેધ્યાન વાળી નીતિ બતાવે છે.

મહાબત મકબરાના મેદાનમાં તથા ખાપરાકોડિયાની ગુફા અને બાવાપ્યારેની ગુફાઓમાં રોજ સાંજના સમયે છોકરાઓને ક્રિકેટ,વોલોબોલ રમતા અને બપોરે જુગાર રમતા જોયા છે, આ સ્થળનો ચોકીદાર આ પ્રવૃત્તિને અટકાવવા માટે લાચાર છે.

આપણે વિલીન્ગ્ડન તળાવનુંનામ હોશે હોંશે બદલીને સરદાર વલ્લભભાઇ પટેલ તળાવ કર્યુ એજ રીતે શહેરની મધ્યમાં આવેલા સરદાર તળાવનું નામ બદલીને નરસિંહ મહેતા સરોવર કર્યુંએ પણ ઈતિહાસ અને વારસાને ભૂસી નાખવા સમાન ગણાય નવા સ્થળોને ગમે તેના નામ આપો એ વાંધો નથી પણ જુના નામો બદલવા ન જોઈએ. આજે પણ દિલ્હીમાં બાબર રોડ, હુમાયુ રોડ, અકબર રોડ આવેલા છે. પણ અહી જૂનાગઢમાં તો આપણે આઝાદી સમયે જ નવાબના ૧૮ બંગલાના નામો પણ બદલી નાખ્યા હતા. આજે વિલીન્ગ્ડન તળાવના બગીચાની ખૂબ જ ખરાબ દશા છે અને જૂની રળિયાત સમા ઇટાલિયન આરસના બાકડાઓ સંસ્કૃતિના દુશ્મનોએ પોતાની ના સમજ અને આ નગર પ્રત્યેના પ્રેમના અભાવે તોડી નાખીને રાક્ષસી આનંદ મેળવ્યો છે.

જૂનાગઢમાં પ્રાચીન,અર્વાચીન અસંખ્ય મંદિરો આવેલા છે તેમાં એક સરસ્વતી મંદિર છે પણ તેને લોકો બહુ સારી રીતે જોતા જાણતા નથી, ચારેય બાજુના મકાનોની મધ્યમાં ઢંકાય ગયું છે. ગિરનાર ઉપર ચોરાસી સિદ્ધ, બાવન વીર અને ચોસઠ જોગણીઓનો વાસ છે એવા ગરવા ગિરનાર પર નવાબી કાળમાં અદભૂત વ્યવસ્થા હતી, પાણીના મફત પરબ ચાલતા બે આરામગૃહો હતા અને ગિરનારને ફરતી ભાટી રાજપૂતોની ૧૪ ચોકીઓ સલામતી માટે રાખવામાં આવી હતી, આજે ગિરનાર ઉપર

માત્ર બે ત્રણ સ્થળે જ પોલીસ બેસે છે અને રહેવાની વ્યવસ્થા બહુ ઓછા પ્રમાણમાં છે એ બાબતે સરકારે દરેક જરૂરિયાત વાળા મંદિરને અલગ જમીન ફાળવવી જોઈએ કે જયાં તેઓ કમશે કમ બે ચાર રૂમ બાંધી શકે.

બહાઉદીન કોલેજ અને આજના નરસિંહ વિદ્યામંદિરના મધ્યસ્થખંડ બેનમૂન છે, જેમાં નરસિંહ વિદ્યામંદિરના ઉપરના માળની હાલત દયનીય બની ગઈ છે, આવતી કાલે પૈસાના પુજારીઓ અને લાંચિયા અને ભ્રષ્ટ અધિકારીઓ એને પણ જોખમી છે અને જર્જરિત છે એવા લુલાપાંગળા રીપોર્ટ તૈયાર કરાવી પાડી નાખશે અને બને બાજુથી પૈસા રળશે. આવી ખરાબ દશા ઐતિહાસિક અને પ્રાચીન નગરની થઈ પડી છે. મને તો આજે એવું દેખાય છે કે આવતા ૨૫ વર્ષમાં દિવાન ચોકના તમામ મકાનો પાડી નાખી તેનું સાગનું કીમતી લાકડું વેચીને ત્યાં સિમેન્ટના મોટા મોટા ક્રોક્રિટના જંગલો ઉભા કરી દેવાશે?.

જૂનાગઢના રાજકીય નેતાઓની આવી શાહમૃગ નીતિને મૂંગે મોઢે એમનો બધો જ ખેલ અને તમાશો અને પૈસા બનાવવાની વૃતિને પ્રજાજનો જોઈ રહ્યા છે કે આ નગરમાં કેટલી બધી ઐતિહાસિક વિરાસત અને નવાબનો શાહી ખજાનો અને ઈતિહાસ પડ્યો છે તેને કોઈ પ્રજાપ્રેમી અને નગરપ્રેમી રાજનેતા કે ક્લેકટરશ્રી, મેયરશ્રી બહાર આવીને ફેલાવે અને વિ માં જૂનાગઢને ભારતના પ્રાચીન નગરોમાનું એક નગરમાં સ્થાન અપાવે તેવી કોઈને લાગણી થતી નથી એ ઈતિહાસ, સંસ્કૃતિ અને જૂનાગઢના નગરજનોનું દુર્ભાગ્ય ગણું છું.

✤ **જૂનાગઢ જિલ્લાના ઐતિહાસિક સ્મારકોનો ખાસ વિશેષાંક – ફૂલછાબ દૈનિકમાં પ્રસિદ્ધ થયેલ લેખ.**

## ૫. સ્વામિનારાયણ સંપ્રદાય સાથે કાઠી દરબારોના સબંધો

શ્રીજી મહારાજ ગુજરાતમાં આવ્યા ત્યારે ગુજરાતની પરિસ્થિતિ માનવ હ્રદયને અકળાવનારી હતી પેશ્વા અને ગાયકવાડે ગુજરાતને આર્થિક રીતે ચુંસી લીધુ હતું.[1]એ સમયે શૈવ, શાકત અને વૈષ્ણવ સંપ્રદાયમાં અનેક દુરાચારો ફેલાયેલા હતા અને અનેક પશુઓના બલિદાનો[2] દેવાતા હતા, અરે એ અરસામાં મહેમદાબાદમાં એક બ્રાહ્મણના ઘરમાંથી સાંઈઠ મણ માંસ નીકળ્યુ હતુ,જે તેણે પ્રિતીભોજન માટે તૈયાર કરાવ્યુ હતુ.[3] અને લોક દેવી દેવતાને લોકો વધુ માનીને પૂજી રહ્યા હતા. કિશોરલાલ મશરૂવાળા નોંધે છે કે "ધર્મને નામે અનીતિ ચાલતી અથવા અનીતિ જ ધર્મ રૂપ થઈ પડી હતી" કૌલમાર્ગની એક શાખા કાંચળિયા પંથનો ફેલાવો કરી વ્યભિચારને ધાર્મિક માન્યતા આપી હતી. એજ રીતે વૈષ્ણવ ગૃહસ્થો પોતાની પત્ની કે પુત્રીને આચાર્યને સોંપવામાં પોતાનો ધર્મ સમજવા લાગ્યા હતા.[4] આવા સમયે શ્રીજી મહારાજનો પ્રાદુર્ભાવ થયો હતો.

સ્વામિનારાયણ સંપ્રદાયના ઉદભવસ્થાનનું મૂળ જ કાઠી દરબારના દરબારગઢમાં રહ્યુ છે. સંપ્રદાયના પ્રાદુર્ભાવ વખતે જ કાઠી દરબારો સંપ્રદાય અને શ્રીજીમહારાજ સાથે એવા બધા જોડાય ગયેલા કે તેમના એ સબંધો અને રખતરખા આજના યુગના માણસને મનાવવુ પણ મુશ્કેલ લાગે કે શું એક ઉગતા ધર્મ સુધારક અને ગુજરાત બહારના વ્યકિત તરફ આટલા બધા ઓળઘોળ ટુંકા સમયમાં દરબારો થયા હશે, હા એ ખરેખર વજુદ વાળી સાચી પ્રમાણભૂત વાત છે.

એક સવાલ એ પણ ઈતિહાસના જાણકારને ઉદભવે કે કાઠી દરબારો સીધેસીધુ કોઈનું પણ માને નહીંકે કોઈની સત્તા ન સ્વીકારી શકે એટલા સ્વાતંત્ર્યપ્રિય અને સ્વભાવે કડક તે શ્રીજીમહારાજ ના સંપર્કથી એટલા બધા અંજાય ગયા કે શ્રીજી મહારાજ માટે એ દરબારોએ પોતાની જાત માનપાન તન મન ધન સર્વ અર્પણ કરી દીધુ, એ શ્રીજીમહારાજની આભા પ્રભાવ,તેજ કે તેમના વિચારોનું પ્રાબલ્ય બતાવે છે. જોકે આ સમયે અડધા ભાગના કાઠી દરબારો ઉપર શ્રીજીમહારાજના પ્રાદુર્ભાવ વખતે કાઠી દરબારોમાં આપા રતા,આપા રતા, આપા ગોરખા, આપા દાના, આપા વિસામણ અને જોગી જેવા બહારવટિયા જોગીદાસ ખુમાણનો પ્રભાવ છવાયેલો હતો.[5]

### જેતપુરના દરબારગઢમાં શ્રીજી મહારાજને ધર્મધુંરાની સોપણી

શ્રીજી મહારાજ કાઠિયાવાડમાં આવ્યા અને લોએજ (તા. ૨૧ ઓગષ્ટ

૧૭૯૯) રોકાયા અને ત્યાં રામાનંદ સ્વામીના સંર્પકમાં આવ્યા અને તેમના શિષ્ય કે વારસદાર પણ બન્યા. આથી તા ૨૮ ઓકટોબર ૧૮૦૦ના રોજ તેમણે રામાનંદ સ્વામી પાસે દિક્ષા લીધી અને તે પછી તા.૧૬ નવેમ્બર૧૮૦૧ (સવંત ૧૮૫૮ કારતક સુદ૧૧) ના રોજ જેતપુરમાં[૬] દરબારશ્રી ઉનડવાળાના[૭] દરબારગઢમાં જ મોટો ઉત્સવ ઉજવીને આચાર્ય પદની ધર્મધુરા સોંપવામાં આવી હતી, એનો અર્થ કે ભગવાને ગાદીએ દરબારગઢમાં બેસીને ધર્મકાર્યો અને સમાજ સુધારણાના કાર્યો હાથ ધર્યા હતા.

**વચનામૃતોનું ઉદભવ સ્થાન દરબારગઢો**

શ્રીજી મહારાજે જીવનોપયોગી અને જીવનદર્શક બે મહત્ત્વના ગ્રંથો સમાજને ચરણે ધર્યા છે. (૧) શિક્ષાપત્રી (૨) વચનામૃત. જેમાં વચનામૃત એ શ્રીજી મહારાજના કંઠે જુદાજુદા સ્થળે કહેવાયેલો ઉપદેશ છે, આ વચનામૃતો એ તો શ્રીજી મહારાજે ભારતના વૈદિક ધર્મના નિચોડમાંથી સંપ્રદાયને અનુરૂપ અને મજબૂત બનાવનારા મહા માનવના જીવનમંત્રો સમાન છે,જે વચનામૃતોની સંખ્યા ૨૬૨ છે જેમાંથી ૨૩૬ વચનામૃતો ગઢડા, સાળીંગપુર, કારિયાણી, લોયાના દરબારગઢમાં કહેવાયા છે. વચનામૃતોના પાને પાને કાઠી દરબારોની ભકિત અને સંપ્રદાય ભાવનાનો ઉલ્લેખ આવે છે.

**ગઢડાને કાયમી નિવાસ સ્થાન**

કાઠી દરબારોના મથક સમાન ગઢડાને જ શ્રીજી મહારાજે પોતાનું મુખ્ય મથક બનાવ્યુ. કારિયાણીના માંચા ખાચરે દાદા ખાચરના પિતા એભલ ખાચરની શ્રીજી મહારાજ સાથે મુલાકાત કરાવી અને એભલ ખાચર શ્રીજી મહારાજના પ્રકાશમય અને તેજાયમાન ચહેરા અને વાણી વર્તનથી એવા પ્રભાવિત બની ગયા કે તેમણે શ્રીજી મહારાજને ગઢડા પધારવાનું નિમંત્રણ આપી દીધુ અને ભગવાન સંવત ૧૮૬૧ મહા સુદ ૧૧ના રોજ સૌપ્રથમવાર ગઢડા આવ્યા અને તેમને પણ ગઢડા અને કાઠી દરબારોનો સંગ તથા એભલ ખાચરનો આદર આવકાર ભાવ પસંદ પડયા તે શ્રીજી મહારાજ બોલ્યા કે ગઢડા મારુ છે અને હુંગઢડાનો છું. શરૂઆતમાંશ્રીજી મહારાજ મોટી ડેલીમાં જીવા ખાચરના દરબારગઢમાં રહ્યા અને પછી ઈ.સ.૧૮૧૨માં દાદા ખાચરના દરબારગઢમાં આવ્યા,આજે પણ હજુ જીવા ખાચરનો દરબારગઢ મંદિરવાળાએ જેમનો તેમ જાળવી રાખવા વંદનીય પ્રયત્ન કર્યો છે. એજ રીતે જૂના મંદિરમાં દાદા ખાચરના દરબારગઢને જાળવવામાં આવ્યો છે.



**કાઠિયા ભગવાનનું બિરૂદ**

શ્રીજી મહારાજ કાઠી દરબારો સાથે એટલા બધા ઓતપ્રોત થઈ ગયા હતા કે આમજનતા તો તેમને કાઠિયા ભગવાન તરીકે[૮] પણ ઓળખવા માંડી હતી, કારણકે શ્રીજી મહારાજે કાઠી દરબારો સાથે આત્મીયજન કે સગાસ્નેહી જેવો જ નાતો ગઢડા, સાળીંગપુર, લોયા, કારીયાણી વગેરે ગામોમાં જાળવ્યો હતો અને દરબારોના ખૂબ માનપાન અને તેઓની રહેણીકરણી ને સમજી શ્રીજી મહારાજ સબંધ જાળવતા.એટલુંજ નહી શ્રીજી મહારાજ કાઠી દરબારો જેવા વસ્ત્રો પહેરતા, ઘોડા ઉપર બેસતા અને ઘોડા ખેલવતા, અરે એટલું જ નહી કાઠીઓની ભાષાના શબ્દો વાપરતા અને કાઠી ભોજનનો અવારનવાર સ્વાદ ચાખી દરબારોને બિરદાવતા અને તેમના નીતિ નિયમો, પોશાક અને બોલીને વખાણતા અને દરબારો સાથે ચોપાટ ખેલતા હતા.

**મંદિરમાં સૂર્યનારાયણની મૂર્તિનું સ્થાપન**

શ્રીજી મહારાજની હયાતીમાંજ ચારપાંચ મંદિરો બંધાયા હતા,પરંતુ તેમાં અન્ય કોઈ મંદિરોમાં નહી પણ કાઠી દરબારોના મુખ્ય મથક સમાન ગઢડામાં મંદિર બંધાયુ તેમાં શ્રીજી મહારાજે સંપ્રદાયમાં જાજા બધા ભળેલા કાઠી દરબારોના ઈષ્ટદેવ સૂર્યનારાયણની મૂર્તિ પણ મંદિરમાં પધરાવવીને કાઠી દરબારો સાથેના સબંધોને ગાઢ અને અતૂટ બનાવ્યા હતા એમ કહી શકાય.

**દાદા ખાચરના લગ્નના રથના સારથી તરીકે ભગવાન**

શ્રીજી મહારાજનું આવુ અદકેરુ માન બહુ ઓછા ભકતો, અધિકારીઓ, રાજવીઓ અને સાધુઓ પામ્યા હશે એમાંના શિરમોર દાદા ખાચર છે. એભલ ખાચરે જ દાદા ખાચર અને તેના ચાર બહેનોને શ્રીજી મહારાજ ને સોંપ્યા ત્યારે શ્રીજી મહારાજે કહ્યુ તમારો દીકરોએ મારો દીકરો.દાદા ખાચરના પિતા નાનપણમાં અવસાન પામતા શ્રીજી મહારાજે દાદાના શિક્ષણની પણ વ્યવસ્થા કરી અને ભાણજી પંડયા અને વઢવાણના હરિભકત બેચર વિપ્રને તથા સુરતના નરોતમ કાયસ્થને દાદા ખાચરને ભણાવવા માટે રોકયા હતા.દાદા ખાચરના ગામ ગરાસનો વહીવટ કરવા શ્રીજી મહારાજે લાધા ઠકકરને નીમ્યા હતા.આ દરેક બાબત શ્રીજી મહારાજનો દાદા ખાચર પ્રત્યેનો પ્રેમ અને આદર અને વાલીપણું બતાવે છે.ગઢડામાં હુતાશણી રમતી વખતે દાદા ખાચરે શ્રીજી મહારાજ પાસે માંગ્યુ કે મહારાજ તમો રહો ત્યાં સુધી કોઈ જીવ જમપુરીમાં ન જાય તે ભગવાને આપ્યુ. એકવાર અલૈયા ખાચર, દાદા ખાચર, સુરા ખાચર અને

ઝીણાભાઈ બેઠા હતા ત્યારે શ્રીજી મહારાજે શ્રી મૂકતાનંદ સ્વામીને પૂછયુ કે આ ચારમાં ઉત્તમ કોણ ?તો જવાબ મળ્યો દાદા ખાચર. આ બાબત પણ દાદા અને શ્રીજી મહારાજના ગાઢ સબંધો બતાવે છે.

દાદા ખાચરને પ્રથમ પત્નીથી સંતાન ન હતા ત્યારે એવી જ પરિસ્થિતિ રહે તો પોતાનો ગરાસ ગુમાવવાનો વારો આવે તેથી તે ચિંતા ખુદ શ્રીજી મહારાજને પણ થઈ અને સાથે સાથે એ પણ ખરૂ કે આવા સમર્થ દાનપુણ્યશાળી ભકત આત્માનો વારસ નહી રહે તેથી શ્રીજી મહારાજે જ દાદા ખાચરને બાબરિયાવાડમાં નાગપાળ વરૂના દીકરી જસુબા સાથે ઈ.સ.૧૮૨૫માં[૯] પરણાવ્યા અને દાદા ખાચરની જાનનો રથ ખુદ શ્રીજી મહારાજે ચલાવ્યો અને દાદા ખાચરની જાનમાં ભટ્ટવદર શ્રીજી મહારાજ પધાર્યા હતા, આજે પણ આ પ્રસંગની યાદગીરીરૂપ કેટલાક સ્થળો ભટ્ટવદરમાં જળવાયા છે.

શ્રીજી મહારાજ તરફના દાદા ખાચરનો પણ અજોડ ત્યાગ હતો તેમણે પોતાના દરબારગઢ (તથા ૫૦ વિઘાની લક્ષ્મીવાડી, તથા પોતાની ગરાસની આવકનો દશમો ભાગ) શ્રીજી મહારાજને મંદિર બનાવવા સંવત ૧૮૨૫ ભાદરવા સુદ ૫ના રોજ ખાચર સુરા ડોસા, ખાચર સોમલા ગોદડ,ધાધલ ઘેલા રાણીંગ, ધાધલ રાઠોડ વિકા વગેરેને સાક્ષી રાખી દસ્તાવેજ કૃષ્ણાર્પણ કરી દીધો.[૧૦]

**ભગવાન સ્વામિનારાયણના રક્ષકો કાઠી દરબારો**

શ્રીજી મહારાજ ઉત્તરપ્રદેશના અને સરવરિયા બ્રાહ્મણ વળી પાછા કાઠિયાવાડમાં આવતા વેંત માત્ર ૨૦ વર્ષની નાની વયે ઉચ્ચ પદ પ્રાપ્ત કરી લેતા કાઠિયાવાડ, ગુજરાતના સાધુઓ, બ્રાહ્મણો અને આર્યસમાજીઓ નારાજ હતા તેથી તેઓ જયારે પણ તક મળે ત્યારે શ્રીજી મહારાજનો વિરોધ કરવાની તક ચૂકતા નહીં, આવા કેટલાક પ્રસંગો આપણને પ્રાપ્ત થાય છે તેવા સમયે શ્રીજી મહારાજનું રક્ષણ કરનાર શિસ્તબદ્ધ કાઠી દરબારો જ તેમના વફાદાર સૈનિક તરીકેનું કાર્ય કરતા હતા. સહજાનંદ સ્વામીના મણિલાલ ભાલજા લખે છે કાઠી દરબારો પોતાના ઘરબાર છોડી શ્રીજી મહારાજ સાથે જ તેમનું અંગરક્ષણ કરવા ફરતા રહેતા હતા.[૧૧]

ભાવનગરના મહારાજા વિજયસિંહજીને કોઈએ સહજાનંદ સ્વામી વિરૂઘ્ધ ફરિયાદ કરતા રાજાએ રાજધર્મ બજાવવા એ બાબતની તપાસ કરાવવા મેલી વિદ્યાના જાણકાર ગેબી તરીકે ઓળખાતા કાનફટ્ટા બાવાને તેના ૪૦૦ શિષ્યોની જમાત સાથે ગઢડા મોકલ્યો, તે શ્રીજી મહારાજને ચમત્કાર બતાવી ડરાવવાનો ધમકાવવાનો હતો



ત્યારે ખુદ શ્રીજી મહારાજે હાથમાં તલવાર અને કસુંબલ વસ્ત્રો ધારણ કર્યા કે કાનફટ્ટાને બતાવી દેવુ આ સમયે શ્રીજી મહારાજના રક્ષક અને સૈનિકો પણ જોડાયા અને કાઠી દરબારોનો રૂઆબ અને દળ સંખ્યા જોઈ કાનફટ્ટો વિલા મોઢે જ પરત ફર્યો. આમ કાઠી દરબારોએ શ્રીજી મહારાજના કવચ બનવાનું અને જુસ્સો વધારવાનું અને પોતાની સમાજ સુધારણાની પ્રવૃત્તિમાં આગળ વધવા અભય બનાવ્યા.

ગુજરાતમાં આણંદ ખાતે પાટીદારોએ શ્રીજી મહારાજ ઉપર ઈંટો, છાણ, કાદવ ઉછાળ્યો હતો[૧૨] ત્યારે પણ ભગવાન ભેગા કાઠી દરબારો હતા જ અને દરબારો તો કદી આવુ અપમાન સહન જ ન કરી શકે તેથી ક્રોધમાં આગબબૂલા થઈ થયા અને કહે સ્વામીજી આપ જો આજ્ઞા આપો તો આ બધાના માથા ઉડાડી દઈએ પણ આ તો સમર્થ યુગ પુરૂષ અને સમાજ સુધારક શાંત હૃદયી મીઠા બોલના માણીગર હતા તેમણે દરબારોને શાંત પાડયા અને કશો જ પ્રતિકાર કરવા ન દીધો ત્યાંતો પાટીદારોને પોતાની ભૂલ સમજાતા વડતાલ માફી માંગવા આવ્યા હતા.

એક સમયે શ્રીજી મહારાજને કોઈપણ કારણોસર છાના છૂપા રહેવાની જરૂરત હતી એવા સમયે બ્રિટીશરો અને દેશી રજવાડાની ખફગી વહોરી તેમને આશ્રય આપતા બધા ડરે ત્યારે બોટાદના દાહા ખાચરે કોઈપણ સત્તાની શેહશરમ કે ડર રાખ્યા વિના શ્રીજી મહારાજને પોતાના દરબારગઢમાં અજ્ઞાત વેશે[૧૩] દરબારગઢમાં રાખવા તૈયાર થઈ ગયા અને સફળતાપૂર્વક રાખ્યા પણ ખરા. આ બાબત દરબારોનો શ્રીજી મહારાજ તરફનો ભરોસો અને પ્રિતીભાવ બતાવે છે.

શ્રીજી મહારાજ મોટા ઝિંઝાવદરમાં અલૈયા ખાચરના દરબારગઢમાં પણ અજ્ઞાતવાસમાં રહ્યા હતા

લોયાના દરબારશ્રી સુરા ખાચરે કાદીપુરના બાવાજીને સ્વામિનારાયણ સંપ્રદાય બાબતે ખરાબ બોલતા ચમત્કાર બતાવી ઠીકઠાક કર્યો હતો.

જયારે ગઢડામાં મંદિર બંધાતુ હતુ અને શ્રીજી મહારાજનો વસવાટ ગઢડામાં હતો તે વખતે ગઢડા ભાવનગર રાજય નીચે આવતુ હોવાથી ભાવનગર રાજયની અમુક પ્રકારની રૂકાવટ રહેતી હતી, તે સમયે રેફડા ગામના વોળદાન ધાધલે (રેફડિયા) ભાવનગર દરબાર વજેસિંહજીને કડક અને ગુઢ શબ્દોમાં કહી દીધુ કે જો સ્વામિનારાયણને કનડગત કરશો તો ભાવનગર રાજયને ઉજજડ કરી નાંખીશ.[૧૪] આ સમયે વોળદાને બરવાળાના ફાટેલ વાણિયા ઘેલાશાને બાન પકડેલ કે જે ઘેલાશાથી

રજવાડાઓ પણ ફફડી ઉઠતા તેથી વોળદાનની આ ધમકીની સારી એવી અસર થઈ હતી અને મંદિરનુંકામ ફટાફટ ઉકલી ગયુ.

જયારે શ્રીજી મહારાજ વિચરણ કરી રહ્યા હતા ત્યારે વચ્ચે એક બાવાજીએ મહારાજની ઘોડીની સરક જાલી પૂછયુ કે તમે પંથ કયુ ચલાયા ? મહારાજ કહે અમે પંથ નથી ચલાવ્યો અને બ્રહ્માનંદને બતાવી દીધા કે તેણે તો બ્રહ્માનંદે આગળ સુરા ખાચર આવતા હતા તેનું નામ આપી દીધુ કે પેલા પાઘડીવાળા દરબારે ચલાવ્યો છે, પછીતો સુરા ખાચરે ઘોડા ઉપરથી હેઠા ઉતરીને બાવાજીને સરક મારતા જાય અને કહેતા જાય હાયુંપથ ચલાયા. આમ જયારે જયારે સંપ્રદાય ઉપર આવા વિઘ્ન આવતા ત્યારે કાઠી દરબારો ભગવાનની આજ્ઞા હોય તો સીધા કરી દેતા હતા.

**સંપ્રદાયમાં કાઠી દરબારો સાધુઓ**

કેટલાક કાઠી દરબારોને સ્વામિનારાયણ સંપ્રદાયમાં એટલી બધી શ્રદ્ધા બેસી ગઈ હતી કે તેઓ સંપ્રદાયમાં ઓતપ્રોત અને ઓળઘોળ બની ગયેલા અને પોતાના દેહ કે કુટુંબની પણ ચિંતા છોડી દીધેલી એટલે તો તેઓ દરબારી સાધુઓનું ઉપનામ પામ્યા હતા.

દાદા ખાચરના બહેન જીવુબા ઉર્ફે મોટીબાના લગ્ન કુંડળ ગામે હાથિયા પટગીર સાથે કરવામાં આવ્યા હતા, પરંતુ લગ્નના પ્રથમ દિવસે જ હાથિયા પટગીરને જીવુબામાં સિહંણનો ભાસ થતા પટગીર કુટુંબે જીવુબાને રાજીખુશીથી ભકિત કરવા સાંખ્યયોગી જીવન જાળવવા પરવાનગી આપી અને ત્યારબાદ થોડા સમય પછી હાથિયા પટગીર પણ સ્વામિનારાયણના સાધુ બની ગયા અને તેમને કૃપાનંદ નામ આપવામાં આવ્યુ હતું.

કારિયાણીના માંચા ખાચર પણ સંપ્રદાયના સાધુ (અચિન્તયાનંદ) [૧૫] બની ગયા હતા અને તેમણે ગુજરાતના કોઈ ગામમાં દેહ છોડયો હોવાનું કહેવાય છે. માંચા ખાચર સત્સંગીમાં ખટવાંગ રાજા નામે ઓળખાતા હતા. શ્રીજી મહારાજે નાજાભાઈ જોગિયાને સાધુની દિક્ષા આપી ભગવા વસ્ત્રો પહેરાવ્યા હતા, જયારે જસદણ દરબાર વાજસુર ખાચરે નાજાભાઈ જોગિયાને પુરી આદેશ કર્યો કે તારા શ્રીજી મહારાજ જો તને હાર પહેરાવી જાય તો સાચા ભગવાન નહીંતો કાલે તારા ગુડા ભાંગી નાખશુ એવુ કહેતા શ્રીજી મહારાજ તો ત્યારે વિસનગર હતા પણ ભકતની આફત સાંભળી રાતોરાત જસદણ આવ્યા અને ભકતનો ઉદ્ધાર કર્યો. [૧૬]



અમરેલી જિલ્લાના વાંકિયા બાબાપુરના રાજબાઈ શ્રીજી મહારાજના દર્શન માત્રથી એવા પ્રભાવિત બની ગયેલા અને તરત જ તેમણે મનોમન નિર્ણય કર્યો કે હવે પરણવું નથી અને સાધુ જીવન જીવવુ પણ એ યુગની પરિસ્થિતિ અને લોક લાજ તથા શ્રીજી મહારાજના આગ્રહથી લગ્ન તો કરવા પડયા પણ લગ્નના પ્રથમ દિવસે તેમના પતિને રાજબાઈમાં સિંહણનો ભાસ થતા તેમને પાછા પિયર મૂકી આવ્યા અને રાજબાઈ પછી ગઢડા આવી કઠિન સાંખ્યયોગી જીવન જીવ્યા અને એટલું જ નહીં શ્રીજી મહારાજની પાછળ પાછળ જ અક્ષરધામની વાટ પકડી લીધી હતી.

**રજવાડાની મુલાકાત વખતે દાદા ખાચરનો સંગ**

શ્રીજી મહારાજ પોતાના વિચારોને ફેલાવવા અને સમાજ સુધારણાની પ્રવૃત્તિને રાજસત્તાનો ટેકો અપાવવા વિવિધ સ્થળોનો પ્રવાસ કર્યો હતો જેમાં શ્રીજી મહારાજ રાજકોટ, આણંદ, ભાવનગર, જૂનાગઢ, ભૂજ, ગોંડલ, વડતાલ વગેરે સ્થળે ગયા હતા, તે સમયે તેમની ભેગા કાઠી દરબારો જ રહેતા હતા. જેમાં ઘણા સ્થળોએ દાદા ખાચર શ્રીજી મહારાજ ભેગા રહેતા, અરે સંપ્રદાયના પ્રાદુર્ભાવ કાળે ઘણો આર્થિક ઘસારો પણ ગઢડામાં ભોગવ્યો હતો એટલું જ નહી કયાંક તો અપમાનો સહન કરેલા અરે એટલું જ નહીં કયારેક તો ખુદ ભગવાને પણ તેમની કસોટી કરેલી એ બધી જ પરીક્ષાઓમાં પાસ થયા પછી જ તેઓ શ્રીજી મહારાજના અગંત વિશ્વાસુ ભકત બની ગયેલા અને તેથી જ ભગવાન તેમને સતત સાથે રાખતા હતા.

જયારે શ્રીજી મહારાજ જૂનાગઢના નવાબ હામદખાનજી પહેલાને મળવા જૂનાગઢ આવ્યા ત્યારે દાદા ખાચરને ભેગા લઈ આવ્યા હતા કે એક રાજા સાથે બીજા રાજા ભેગા હોય તો વધુ સારુ રહે.

ઈ.સ.૧૮૨૫માં શ્રીજી મહારાજને સુરતના કોટવાળ અરદેશરે સુરત તેડાવ્યા હતા ત્યારે ૮ દિવસ રોકયા અને જલશો અને ઉત્સવો ઉજવ્યા ત્યારે દાદા ખાચર તેમની ભેગા રહ્યા હતા.

શ્રીજી મહારાજ જયારે રાજકોટમાં મુંબઈના ગવર્નર જોન માલ્કમને (તા.૨૬/૨/૧૮૩૦) મળ્યા ત્યારે પણ દાદા ખાચર શ્રીજી મહારાજ ભેગા હતા [૧૭] અને માલ્કમને દાદા ખાચરને કાઠિયાવાડી અશ્વ ભેટ આપ્યો હતો,આ સમયે માલ્કમે કહ્યુ તમે સ્વામિનારાયણને તમારા દરબારગઢમાં રાખ્યા છે, તે અમને એવા હજાર ઘોડા આપ્યા એમ માનીએ છીએ. [૧૮]

ઝિંઝાવદરમાં અંગ્રેજ અધિકારી મિ.બોલ્ટનનો મૂકામ હતો ત્યારે શ્રીજી મહારાજે દાદા ખાચરને મિ.બોલ્ટનને મળવા મોકલ્યા હતા.

અગતરાયમાં પરવતભાઈ કરીને એક ભકત હતા તેને શ્રીજી મહારાજ વારંવાર યાદ કરતા અને કહેતા મારો પર્વત તેથી શ્રીજી મહારાજ ભેગા રહેલા કાઠી દરબારો કહે એ કોણ છે ત્યારે ભગવાન કહે એ જૂનાગઢ જઈશુ ત્યારે બતાવીશ અને જયારે શ્રીજી મહારાજ જૂનાગઢ આવ્યા ત્યારે ઘણા બધા કાઠી સવારો ભેગા હતા તેને શ્રીજી મહારાજ અગતરાય લઈ [૧૯] ગયા હતા. આવા અનેક પ્રસંગોમાં કાઠી સવારો શ્રીજી મહારાજની ભેગા હોવાના અગણિત ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

શ્રીજી મહારાજ મહત્ત્વના સ્થળે સમૈયા કરતા તેમાં ગઢડાના એભલ ખાચર, જીવાખાચર, કારિયાણીના માંચા ખાચર, ઝિંઝાવદરના અલૈયા ખાચર, લોયાના સુરા ખાચર, બોટાદના સોમલા ખાચર વગેરે દરબારો ભેગા જ રહેતા વડતાલના સમૈયામાં આ બધા દરબારો હાજર રહ્યા હતા.

**મંદિર બાંધવામાં કાઠી દરબારોની મદદ**

કાઠિયાવાડમાં જૂજ મંદિરો શ્રીજી મહારાજની હયાતીકાળ દરમ્યાન બંધાયા હતા એ વખતે પણ તેમાં કાઠી દરબારોનો આર્થિક નહીં તો માનસિક બળ પૂરતો સાથ સહકાર રહ્યો હતો. પરંતુ એ પછી જયાં જયાં મંદિરો બંધાયા તેમાં બે ત્રણ સ્થળોએ મંદિરો બાંધવામાં પણ કાઠી દરબારોએ સાથ સહકાર આપ્યો હતો.

હાલમાં ગઢડામાં જયાં ગોપીનાથજીનું મંદિર છે ત્યાં દક્ષિણાદા બારના ઓરડા હતા, એ દરબારગઢ દાદા ખાચરે ભગવાનને આપી દીધો અને ત્યાં મંદિર બંધાયુ છે. સાળીંગપુરમાં જીવા ખાચરના પાળિયાના આગળના ભાગમાં કષ્ટભંજન હનુમાનજીની મૂર્તિ કોતરાવી છે. સાળીંગપુરમાં જીવા ખાચરે મંદિર બનાવવા જમીન અર્પણ કરી હતી.

અમરેલી જિલ્લાના બાબરા તાલુકાના કોટડાપીઠાના દરબાર પીઠાવાળા શ્રીજી મહારાજના મોટા ભકત હતા અને તેમણે શ્રીજી મહારાજને કોટડામાં મંદિર બાંધવા એ સમયે ૧૨૦૦ વિઘા જમીન આપી હતી પણ મંદિર તો ન બંધાયુ તેથી ૧૨૦૦ વિઘા જમીનમાંથી આઝાદી વખતે ખેડે તેની જમીનનો કાયદો આવતા તેમાંની ઘણી ખરી જમીનના ખેડૂતો માલિક થઈ ગયા અને આજે માત્ર ૬૦ વિઘા જેટલી જમીન મંદિર પાસે છે. આ દરબાર પીઠાવાળાને પાંચ પુત્ર હતા પણ તેમણે સંપ્રદાયને છઠ્ઠો ભાગ



આપ્યો હતો.[૨૦]

મોટા ઝિંઝાવદરમાં દરબારશ્રી માત્રાભાઈ સામતભાઈ ખાચરના વિધવા પત્ની રાઈબાએ પોતાના અંગત ખર્ચે સંવત ૧૯૮૭માં સ્વામિનારાયણ મંદિર બંધાવી આપ્યુ હતું.[૨૧]દેરડી કુંભાજીમાં સ્વામિનારાયણ મંદિર બનાવવા માટે દેરડીના વાળા દરબારે બે વિઘા જમીન દાનમાં આપી છે.[૨૨]

ભાવનગર જિલ્લાના મહુવા તાલુકાના કોટિયા ગામે ગોદડ કામળિયાને શ્રીજી મહારાજની અસીમ કૃપા પ્રાપ્ત થઈ હતી,આથી તેમના વંશ જ હાથીભાઈ કામળિયાએ પોતાની તમામ મિલ્કત ઘરબાર અને ફુલવાડી નામની જમીન અક્ષર પુરૂષોતમ સંસ્થાને મંદિર બનાવવા અર્પણ કરી દીધેલ છે.[૨૩]

જૂના સાવરમાં ઉગા ખુમાણને ત્યાં પુત્રની ખોટ હતી તેને સ્વામિનરાયણ સંપ્રદાયના આશીર્વાદથી પુત્ર પ્રાપ્ત થતા તેનું નામ જીવણા ખુમાણ પાડયુ અને એ જીવણા ખુમાણે સાવરમાં સ્વામિનારાયણ મંદિર બંધાવ્યુ હતુ, એ જીવણા ખુમાણ એવા સત્સંગી બનેલા કે દર અગિયારશે ઉંટ ઉપર સવાર થઈ ગઢડા દર્શન કરવા જતા હતા.

અમરેલી જિલ્લાના માણસા પાટી નામે ઓળખાતા ગામમાં વાલેરા વરૂએ સ્વામિનારાયણ મંદિર બાંધવા જમીન દાનમાં આપી હતી. માણસા પાટીના બીજા ભાગમાં બીજુ મંદિર બાંધવા પૂંજભાઈના દીકરી નનકીબાએ (જાબાળ) જમીન આપી છે.

બગસરા ભાયાણીમાં સ્વામિનારાયણ મંદિર બનાવવાનું હતુ પણ એ જગ્યાએ બ્રાહ્મણોના ઘર વચ્ચે આવતા હતા, તે બ્રાહ્મણો વેચે તો તે જમીન મંદિરના બાંધકામ માટે મળે પણ દરબારશ્રી હરસુરવાળા સામતવાળા બ્રાહ્મણોને તે ઘર દાનમાં મળેલા હોવાથી વેચવાની પરવાનગી આપતા નહોતા ત્યારે હરસુરવાળાના માસિયાઈ ભાઈ આલા ખુમાણને સમજાવવા મોકલ્યા છતાં હરસુરવાળા ન માન્યા તેથી આલા ખુમાણે બગસરાનું પાણી હરામ કર્યુ, આ વાતની ખબર પડતા ખુદ શ્રીજી મહારાજ બગસરા આવ્યા અને હરસુરવાળાની આંખો શ્રીજી મહારાજ ની સામે થતાં જ હરસુરવાળા શ્રીજી મહારાજના તેજ અને આભાથી આકર્ષાઈ ગયા અને પગે પડયા અને કહ્યુ કે અરે બોલો કહો તેટલી જમીન મંદિર માટે આપી દઉ કે આખો દરબારગઢ આપી દઉ.

પછી તો આલા ખુમાણને પણ બોલાવ્યા અને બગસરાનું પાણી પાયુ અને ત્યારે જ હરસુરવાળાએ મંદિર માટે જમીન આપી.આવો પ્રભાવ અને અસર દરબારો

ઉપર શ્રીજી મહારાજની પડતી હતી.

તાજેતરમાં જસદણ પાસેના ખાનપર રોડ ઉપર સ્વામિનારાયણ મંદિર બાંધવા માટે જસદણ રાજ પરિવારના કેપ્ટન નૃપેન્દ્રકુમાર લવકુમાર ખાચરે પાંચ વિઘા જમીન આપી છે.[२४]

**વ્યસનોનો ત્યાગ**

સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રાદુર્ભાવ સમયે કાઠિયાવાડમાં પાંચ મકારનું જોરદાર પ્રચલન હતુ અને સમાજ અધોગતિ તરફ ઢસડાઈ રહ્યો હતો, ત્યારે શ્રીજી મહારાજ સમાજ સુધારણામાં વ્યસન મૂકિતનું કાર્ય પણ હાથ ધરેલુ એ સમયે લોકો દારૂ, અફીણ અને હોકાના ખૂબ બંધાણીઓ હતા તેમને સરળ ઉપદેશ આપી વ્યસન મૂકત કરાવીને સત્સંગી બનાવ્યા. કાઠી દરબારોમાં અફીણ ખૂબ જ પીવાતુ પણે જે જે કાઠી દરબારો શ્રીજી મહારાજના સંર્પકમાં આવ્યા તેમણે આ વ્યસનોને છોડી દીધા. વળી શ્રીજી મહારાજ એવા પ્રેમ અને ભાવ અને માણસને ખબર પણ ન પડે તેવી તરકીબથી વ્યસન છોડાવતા હતા તેનો એક દાખલો આપણે જોઈએ કે એક વખત કુંભારાના દરબારશ્રી મૂળુ ખાચર શ્રીજી મહારાજના દર્શને ગઢડા આવ્યા ત્યારે તેમને ભગવાને સત્સંગી થવા કહ્યુ પણ દરબાર કહે મારાથી અફીણ છોડાય તેમ નથી તેથી હું સત્સંગી નહી થાવ ત્યારે શ્રીજી મહારાજ કહે ભલે દરબાર તમે તમ તમારે ખુશીથી અફીણ લેજો પણ માત્ર સત્સંગના પાંચ વ્રત પાળજો,એટલે દરબાર સત્સંગી બની ગયા પણ પછી જયારે બીજા કેવા માંડયા કે આને હોકો અને અફીણ છુટયા નહી તેથી મૂળુ ખાચરે આપમેળે શરમાઈને વ્યસન છોડી દીધુ. આ રીતે પણ શ્રીજી મહારાજ વ્યસન ધીરેધીરે મૂકાવતા હતા.

શેલણાના દરબાર ઓઘડ ખુમાણ અને રામ ખુમાણ, વાજસુર ખુમાણ શ્રીજી મહારાજના સત્સંગી બન્યા, પણ ગરાસદાર હોવાને નાતે તેમને રાજ રજવાડામાં જવુ પડે અને એક વાર તેઓ ભાવનગર વજેસિંહજીના દરબારમાં મહેમાન થયા ત્યાં આગતા સ્વાગતા માટે દારૂ આવતા જ આ દરબારો એ પોતાની તલવાર ઉઘાડી અને કહેલ કે જો અમારા માથા આ તલવારથી પહેલા હેઠા પાડો તોજ આ મોઢામાં દારૂ જાય બાકી અમે તો હવે સત્સંગી થયા છીએ એ નહી બને અમારાથી, ત્યાંતો ભાવનગર દરબાર એમનો ભકિતભાવ સમજી ગયા અને દારૂના પ્યાલાઓ હટાવી લીધા.

ખંભાળાના મૂળુ ખાચર સ્વામિનારાયણ સંપ્રદાયના સત્સંગી બન્યા હતા,તે



પછી તેમણે અફીણના બંધાણને તિલાંજલિ આપી હતી.[२५]

**જીવુબા, લાડુબાનો સંપ્રદાય પ્રત્યેનો પ્રેમ**

ભારતીય રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સંગ્રામમાં જે રીતે ખરે સમયે સ્ત્રીઓ જોડાણી હતી તેની અસર અન્ય સ્ત્રીઓ ઉપર ખૂબ જ પડી હતી તેવી જ રીતે ઈ.સ.૧૮૦૦ થી ૧૮૩૦ના કપરાકાળમાં સ્ત્રીઓ બહાર આવે અને એક નવા જ પ્રસરેલા અને કાઠિયાવાડ બહારના સાધુ સાથે ઓતપ્રોત થઈ ભકિતભાવમાં કાઠી જ્ઞાતિની સ્ત્રી જોડાય તે બાબત શ્રીજી મહારાજનું આંજી નાંખે તેવુ અને ભાવ વત્સલ વ્યકિતત્ત્વ જ અસર કરી ગયેલ જણાય છે.

કાઠી દરબારમાં તો એ યુગમાં લાજ, ઓજલ, મર્યાદા ખૂબ જ હતી તેવા સમયે આ બહેનો સંપ્રદાયમાં જોડાયા તેની બહુ મોટી અસર નાની અને પછાત જ્ઞાતિની બહેનો ઉપર થઈ હશે કે એલાવ ચાલો આપણા દરબારના દીકરીઓ જીવુબા અને લાડુબા પણ સત્સંગમાં આવે છે અને બધા જ નીતિનિયમો પણ પાળે છે તે જોઈ સ્વામિનારાયણ મંદિરમાં રીતસર સ્ત્રી સાધુઓનો વર્ગ ઉભો થયો હતો.

દાદા ખાચરના આ બન્ને બહેનો પરણેલા હતા અને તેમના સાસરિયાઓનો શરૂઆતમાં ભકિતભાવ પ્રત્યે રાજીપો નહોતો ત્યારે આ બહેનોએ તેમના પતિને પણ શ્રીજી મહારાજનો પ્રભાવ અને પ્રતિભાની અનુભૂતિ કરાવી હતી. આ બન્ને બહેનો અને અન્ય સ્ત્રી ભકતોની જરૂરિયાત મુજબ પછી સંપ્રદાયમાં સ્ત્રીઓ માટે અલગ મંદિરો બન્યા તે જોતા એમ કહી શકાય કે સ્ત્રી ભકિતની ઈંટ રોપનાર આ બહેનો જ હતા. લાડુદાનજી ઉર્ફે બ્રહ્માનંદ સ્વામી આ બન્ને બહેનો ત્યાગીના નિયમો પાળવાને બોલે સંસારીના નિયમો પાળે એવુ સમજાવવા ગયેલા અને તે ખુદ ગૃહસ્થાશ્રમીમાંથી સાધુ બની પાછા આવ્યા હતા. ખુદ શ્રીજી મહારાજે આ બન્ને બેલડીને સ્ત્રીઓના ગુરૂપદે સ્થાપ્યા હતા.

જીવુબા (મોટીબા જ. ૧૭૮૫ મૃ. ૧૮૬૦) એભલ ખાચરના પુત્રી હતા. મોટીબા સાક્ષાત મહાલક્ષ્મીનો અવતાર અને લાડુબા રાધિકાજીનો અવતાર ગણાતા. જીવુબાને શ્રીજી મહારાજ ઉપર એવો અનન્ય ભાવ હતો કે એકવાર શ્રીહરિ વડતાલ જવા માણકી ઘોડી ઉપર સવાર થયા ત્યારે તેમને ન જવા દેવા યોગશકિતથી માણકીને રોકી રાખી તે ભગવાન એક ડગલું પણ આગળ વધી શકયા નહી. ખુદ ભગવાનને તો આવા સાચા ભકતો જ રોકી શકે આ પ્રસંગમાંથી બન્નેનો એકબીજા પ્રત્યેનો ભાવ

પ્રતિપાદિત થાય છે. જીવુબાને શ્રીજી મહારાજે અલૌકિક લાલજી પૂજવા આપેલા તે ખુદ શ્રીજી મહારાજ તેની નિત્ય પૂજા કરતા તે જ આપ્યા એ પણ એક અનેરો અને અતૂટ તથા બેજોડ સબંધ બતાવે છે. જીવુબાનું સમાધિસ્થાન ગઢડામાં લક્ષ્મીવાડીમાં મોટીબાના ઓટા તરીકે ઓળખાય છે.

આ બન્ને બહેનો ઉપરાંત સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગઢડાના જીવા ખાચરના દીકરી અમરબાઈ અને તેમના માસિયાઈ બહેન રાજબાઈ વગેરે હતા.

દાદા ખાચરના ફુઈબા સોમબાઈ પાસે શ્રીજી મહારાજે અન્નકુટ કરવા પૈસા માંગ્યા તો તેમણે પહેલા તો ના પાડી તો શ્રીજી મહારાજ કહે હોય તો લઈ લઈએ સોમબાઈ કહે હા ત્યારે ભગવાને એક ખૂણામાંથી દાટેલ ડાબલો કાઢી તેમાંથી રૂા.ત્રણ હજાર લઈ સમૈયો કર્યો એ પછી પાછા હુતાસણીના સમૈયામાં રૂા.૫ હજાર એક ખૂણમાંથી દાટેલા શ્રીજી મહારાજે કાઢી વાપર્યા આવા સબંધો તેમની સાથે ભગવાનને હતા.

સુરા ખાચરના ધર્મ પત્ની શાંતુબા પણ ધર્મ પરાયણ સત્સંગી હતા.

### કાઠી દરબારોના હૃદય પરિવર્તન

શ્રીજી મહારાજના ઉપદેશ અને સત્સંગથી કેટલાક કાઠી દરબારોના હૃદય પરિવર્તન થયેલા અને તેઓ કાયમી ધોરણે સત્સંગી અને ચુસ્ત સ્વામિનારાયણ પંથી બની ગયા હતા, આમ થવા પાછળનું કારણ શ્રીજીમહારાજનું પ્રેમાળ અને દિવ્ય વ્યકિતત્વ કામ કરી ગયુ હતુ તેવા કેટલાક પ્રસંગો નોંધીએ.

બાબરિયાવાડના માણસા પાટીના વાલેરા મામૈયા વરૂને પોતાના ઓરમાન ભાઈઓ સાથે ગરાસનો ઝઘડો ચાલતો હતો, તેથી તે બહારવટે ચડયા હતા, એવામાં તેમને સ્વામિનારાયણ મંડળીનો મેળાપ થતા ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યુ કે તમારો ગરાસ આજથી સાતમે કે બારમે દિવસે [૨૬] તમને પાછો મળશે તો તમે હવે કોઈને રંજાડશો નહીઅને ખરેખર વાલેરા વરૂને એ ઝઘડાનું બારમા દિવસે સમાધાન થઈ જતા તેનુ હૃદય પરિવર્તન થયુ અને તે જૂનાગઢ સ્વામીના દર્શને આવ્યા અને રૂા.૨૦૦૦ ધર્માદા કાર્ય માટે ધર્યા.પછી તો વાલેરા વરૂ એવા સત્સંગી બની ગયા કે તેઓ જ્ઞાતિની ટહેલ તુલશીશ્યામને બદલે સ્વામિનારાયણ મંદિરને આપવા માંડયા ત્યારે કાઠી દરબારોએ આ બાબતે તેમને જ્ઞાતિ બહાર મૂકવાની ધમકી આપી પણ તેમ છતાં વાલેરા વરૂ અડગ રહ્યા હતા.આજે પણ વાલેરા વરૂના વંશ જો ચુસ્ત રીતે સ્વામિનારાયણ



સંપ્રદાય પાળે છે અને વાલેરા વરૂની પાંચમી પેઢીના વારસદાર શ્રી તખુભાઈ કાળાભાઈ પાકા સત્સંગી છે અને પ્રમુખ સ્વામી મહારાજ સાથે પણ સબંધો જાળવી રહ્યા છે.

સાવરના ઉગા ખુમાણને પહેલા સ્વામિનારાયણ સંપ્રદાયમાં શ્રધ્ધા નહોતી તેથી તે સત્સંગીઓને બીજાને પણ મદદ કરવા દેતા નહીંત્યારે એમ છતાં ભગવાને તેમને દીકરો આપ્યો અને તેમનું હૃદય પરિવર્તન થયુ અને તેમણે સ્વામીને દરબારમાં પધરાવ્યા અને સ્વામીનો સમાગમ કરી એકાંતિક ભકત બની ગયા અને તેમનો એ પુત્ર જીવા ખુમાણ તો મોટા અને આદરપાત્ર સત્સંગી બન્યા હતા.

### સ્વામિનારાયણ ભગવાનના સંપર્કનો કાઠી દરબારોને રાજકીય લાભ

શ્રીજી મહારાજના કાઠિયાવાડના હયાતિકાળ દરમ્યાન કાઠીઓની પરિસ્થિતિ ખરાબ હતી અને તેઓ અન્ય રાજપૂત રજવાડાથી ત્રાસેલા હતા અને એટલે જ કાઠીઓએ અંગ્રેજોને કાઠિયાવાડમાં આવવાનું નિમંત્રણ આપ્યુ હતુ [૨૭] અને વોકર આવ્યો અને વોકર સેટલમેન્ટ થયુ હતું. આ સમયે જ શ્રીજી મહારાજ જેવા સમર્થ વ્યકિતનો સાથ અને હુંફ તથા આશીર્વાદ મળતા તેઓની રાજકીય વગ વધી હતી. ખુદ દાદા ખાચરને પણ ભાવનગર રાજય અને પોતાના પિતરાઈ ભાઈઓ તરફથી કેટલીક કનડગત હતી તેમાં શ્રીજી મહારાજ ઢાલ સ્વરૂપ આડા આવતા હતા, તે મોટો રાજકીય લાભ દાદા ખાચરને શ્રીજી મહારાજની બ્રિટીશરોમાં વગ હોવાનો પ્રાપ્ત થતા તેઓ નિર્ભયી બન્યા હતા. કાઠીઓ અને ભાવનગર રાજયને ચિતલ મૂકામે ઈ.સ.૧૭૯૩માં મોટી જબરજસ્ત લડાઈ થઈ હતી, આ લડાઈ પછી ભાવનગર રાજય કાઠીઓને દેશવટો [૨૮]માંગતુ હતુ પણ તે વખતે પાળીયાદના વિસામણ પીરના આશીર્વાદ અને માર્ગદર્શન ભળતા એ શકય બન્યુ નહોતું. આ સમયે જ જોગી જેવા જોગીદાસ ખુમાણનું બહારવટુ ચાલી રહ્યુ હતુ અને ઈ.સ.૧૮૨૫ પછી સમાધાન પણ ત્યારે જ થયુ હતું.

### કાઠી દરબારો પાસે સચવાયેલી શ્રીજી મહારાજની પ્રસાદીની વસ્તુઓ

આજે કાઠિયાવાડમાં ચારેક લાખ કાઠી દરબારોની વસતિ હોવાનું મનાય છે, જયારે ઈ.સ.૧૮૮૧માંર૮૫૦૦ કાઠીઓ હતા[૨૯] અને શ્રીજી મહારાજના હયાતીકાળ દરમ્યાનના સમયમાં તો (ઈ.સ.૧૭૯૯ થી ઈ.સ.૧૮૩૦) માંડમાંડ ૨૦ થી ૨૨ હજાર કાઠી દરબારો હશે તેમાંના ૧૮ થી ૨૦ ગામના દરબારો શ્રીજી મહારાજના પ્રત્યક્ષ સંર્પકમાં હતા અને તેમને માની રહ્યા, આથી શ્રીજી મહારાજે પોતે કેટલાક દરબારોને હાથો હાથ અલભ્ય વસ્તુઓ આપી હતી, તે બધી વસ્તુઓ આજે અમૂલ્ય અને પવિત્ર

ગણાય છે તેને દરબારો જીવથી વધુ વ્હાલી ગણીને સાંચવી રહ્યા છે, વળી કેટલાક દરબારોની આજે નબળી પરિસ્થિતિ હોવા છતાં અને તેમની પાસે રહેલી પ્રસાદીની વસ્તુની મોઢે માંગી કિંમત આવે તેમ છે છતાં તેઓ શ્રીજી મહારાજ પ્રત્યેના પ્રેમ આદર અને ભાવથી તેમને જાળવી રહ્યા છે અને સ્વપ્નામાં પણ તેઓ આ વસ્તુઓને વેચવા કે છોડવા રાજી નથી કે આ વસ્તુઓ અમારી પાસે છે એટલે જ સ્વામિનારાયણ સંપ્રદાયના સંતો અને ભકતો અમારું આંગણું શોધતા આવે છે એજ અમારું મૂલ્ય અને ગૌરવ છે.

પવિત્ર પ્રસાદીની વસ્તુઓ ધરાવતા કાઠી દરબારોના ૨૨ જેટલા ગામો છે. જે લોકોની પાસે કેવી કેવી વસ્તુઓ છે તેને અહીં જાણીએ અને શાબ્દિક દર્શન કરીએ.

**કુંડળ**

અમદાવાદ જિલ્લાના બરવાળા તાલુકાના કુંડળ ગામની વસતિ ઈ.સ.૨૦૦૧માં વસતિ ૮૩૯ની હતી એવા ગામમાં કારિયાણીના માંચા ખાચરના દીકરી રાઈબા કુંડળમાં સાસરે હતા. તે રાઈબાએ કુંડળમાં શ્રીજી મહારાજને ઓગણોતરો કાળ (ઈ.સ.૧૮૧૩) સમયે ધારણ કરેલ રૂદ્રાક્ષનો પારો અને વરવો વેશ અને દાઢી ધારણ કરેલ તે ઉતરાવ્યા ત્યારે શ્રીજી મહારાજે જે પારો રાઈબાને આપી દીધો હતો તે આજે કુંડળમાં શાંતુભાઈ માત્રાભાઈ પટગીરને ત્યાં પ્રસાદીરૂપ સાંચવીને પૂજવામાં આવે છે. કુંડળમાં લોયા ગામના ખાચર દરબારના દીકરી સાસરે છે તેમને ત્યાં પ્રસાદીનો સોપારીનો કોથળો અને પટગીર ભીખુભાઈ ઘોહાભાઈને ત્યાં મોટીબાની ખારોઈનો ટુકડો પ્રસાદીરૂપે જળવાયો છે.[30]

**કારિયાણી**

ભાવનગર જિલ્લાના કારિયાણી ગામ (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૩૪૫૮)માં જ શ્રીજી મહારાજનો સૌપ્રથમ મેળાપ એભલ ખાચર સાથે થયો હતો એવા આ ગામમાં ઓટો તથા ખાચર દરબારોને ઘેર ખાંડણી, ખાટ, ગોદડી, ચાખડી, ઝુલાની સાંકળો વગેરે કે જેનો ઉપયોગ શ્રીજી મહારાજે કરેલ હતો તેને આજે પ્રસાદીરૂપ માની પૂજવામાં આવે છે.[31]

**કનેસરા**

રાજકોટ જિલ્લાના જસદણ તાલુકાના કનેસરા ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૩૪૭૯) શ્રીજી મહારાજ ની મોજડી જળવાણી છે. બગડના દેહા ખાચરને શ્રીજી



મહારાજે પોતાની મોજડી આપી હતી, તે બગડ દરબારના દીકરી આ ગામે સાસરે આવતા અહી લાવ્યા હતા. આજે તે મોજડી રામભાઈ સાદુળભાઈ ધાધલને ઘેર અલભ્ય મૂળ અસલ સ્વરૂપે પ્રસાદીરૂપે જાળવી રહ્યા છે અને પોતાના જીવનને ધન્ય માની રહ્યા છે.[32]

**દેરડી**

રાજકોટ જિલ્લાના ગોંડલ તાલુકાના દેરડી ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૮૦૮૨) શ્રીજી મહારાજ ગામના સત્સંગી અને ધાર્મિક પ્રકૃતિના રાજવીની સુવાસ જોઈ ખુદ દેરડી પધારેલા અને ત્યારે દરબાર લુણવીરવાળા અને તેમના રાણી માલુબાએ શ્રીજી મહારાજનું જોરદાર સ્વાગત કર્યુ અને જે રાજવાડીમાં ઉતારો આપ્યો હતો તે વાડીનું નામ સહજાનંદ વાડી રાખ્યુ અને શ્રીજી મહારાજ જે વાસણોમાં જમેલા તે વાસણોને પ્રસાદીના માની આજે પણ દરબારશ્રી લુણવીરવાળાના વંશ જ શ્રી ભીખુભાઈ વાળા જાળવી રહ્યા છે.[33]

**કરિયાણા**

અમરેલી જિલ્લાના બાબરા તાલુકાના કરિયાણા ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૪૪૪૯) દરબારશ્રી ઉનડ ખાચરના રાણી મીણબાઈ ધાર્મિક પ્રકૃતિના હતા,તેમની નામના અને કીર્તિ અને ભવિષ્યવાણીથી આકર્ષાઈને શ્રીજી મહારાજ કરિયાણા આવ્યા હતા અને ત્યારે મીણબાઈના પુત્ર દરબારશ્રી ઉનડ ખાચરે શ્રીજી મહારાજનું સ્વાગત કર્યુ અને દરબારગઢમાં ઉતારો આપ્યો હતો, આજે આ દરબારગઢ ના બે ઓરડાઓને પ્રસાદીના ગણી જાળવી રાખવામાં આવ્યા છે.

**મોટા ઝિંઝાવદર**

ભાવનગર જિલ્લાના બોટાદ તાલુકાના મોટા ઝિંઝાવદર ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ) અલૈયા ખાચરના દરબારગઢમાં શ્રીજી મહારાજ અજ્ઞાત અવસ્થામાં રોકાયા હતા, તે દરબારગઢનો કોઠો આજે પણ હજુ યથાવત જેમનો તેમ જ જાળવી રખાયો છે. ગામમાં અલૈયા ખાચરના વશંજ રામકુભાઈ પાસે આરસનો લોટો, બે શંખ, છીપલી, ઓરસિયો, ચંદન, સુખડ, તુલશીની કંઠી,તિલક કરવાની પટ્ટી, પૂજાના વાસણો, દાંતણની ચીર, ભેટ ઉપર બાંધવાની દોરી, પારો, મરૂન કલરનું મોટીબાનું કાપડુ, તકિયાના બે કવરો, ધોતી અને ખેસ છે.[34] કદાચ આખા કાઠિયાવાડમાં આ એક જ ઘરમાં ઝિંઝાવદરમાં શ્રીજી મહારાજની પ્રસાદીની વસ્તુઓ વધુ છે.

**વાંકિયા**

અમરેલી જિલ્લાના બાબરા તાલુકાના વાંકિયા ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૧૮૭૨) શ્રીજી મહારાજ મોકા ખાચરની ફુલવાડીએ રોકાયા હતા અને શ્રીજી મહારાજે નવા બંધાનાર દરબારગઢનો નકશો દોરી આપ્યો હતો તે દરબારગઢ આજે પણ મોજુદ છે. ઉપરાંત મોકા ખાચરને શ્રીજી મહારાજે શૂરવીરતાના પ્રતીકરૂપ એક તલવાર ભેટ આપી હતી તે તલવાર આજે પણ મોકા ખાચરના વંશ જ શ્રી શાંતુભાઈ ગીગાભાઈ ગૌરવથી જાળવી રહ્યા છે. તથા ખાચર જયવંતભાઈ નાજભાઈના દરબારગઢમાં શ્રીજી મહારાજ જયારે હોળી રમેલા તે કપડાં અને સુરવાલ અને રજાઈ પ્રસાદીરૂપે પૂજવામાં આવે છે, [૩૫] શ્રીજી મહારાજના એ કપડાં ઉપરથી શ્રીજી મહારાજની ઉંચાઈ નીચી હોવાનો ખ્યાલ આવે છે. સંપ્રદાયના સાહિત્યમાં શ્રીજી મહારાજની ઉંચાઈ સવા ચોસઠ તસુ હોવાના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

**લોયા**

સુરેન્દ્રનગર જિલ્લાના સાયલા તાલુકાના લોયા ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૮૭૧) શ્રીજી મહારાજ ની પ્રસાદીની અનેક વસ્તુઓ છે અહીંના દરબાર સુરા ખાચર શ્રીજી મહારાજના મહાન ભકત હતા. લોયામાં જે દરબારગઢમાં શ્રીજી મહારાજ જે થાંભલીને ટેકો દઈને બેસતા તે થાંભલી, દાંતણની ચીર, લાલજીની મૂર્તિ (આ મૂર્તિ જોવો મુખપૃષ્ઠ પર) પ્રસાદી રૂપે જળવાયા છે. લાલજીની મૂર્તિ ખુદ શ્રીજી મહારાજ પૂજતા તે મૂર્તિ સુરા ખાચર છપૈયા ગયા ત્યારે સુરા ખાચરને શ્રીજી મહારાજે ભેટ આપી હતી તે મૂર્તિ આજે ખાચર ભાભલુભાઈના દરબારગઢમાં પૂજાય છે. સૌથી અગત્યની એવી આ ગામમાં પ્રસાદીની અણમોલ વસ્તુ ખુદ શ્રીજી મહારાજે માણશિયા ખાચરને હાથોહાથ તલવાર ભેટ આપી હતી તે છે. તે તલવારને આજે ખાચર શાંતુભાઈ જીવાભાઈ જાળવી પૂજી રહ્યા છે અને તેની અગત્યતા એ છે કે આ તલવાર ઉપર સોનાના અક્ષરમાં લેખ કોતરેલ છે કે આ તલવાર શ્રીજી મહારાજે માણશિયા ખાચરને આપી છે તે તેનું મૂલ્ય વધારે છે.[૩૬]

**નાગડકા**

સુરેન્દ્રનગર જિલ્લાના સાયલા તાલુકાના નાગડકા ગામમાં (ઈ.સ.૨૦૦૧ની વસતિ ૩૦૯૮) ખાચર બચુભાઈને ત્યાં પ્રસાદીની ગોદડી જળવાણી છે.



**સાળીંગપુર**

અમદાવાદ જિલ્લાના બરવાળા તાલુકાના સાળીંગપુર સાથે તો સ્વામિનારાયણ સંપ્રદાયનો અનેરો અને ગાઢ નાતો રહ્યો છે. સાળીંગપુરમાં જીવા ખાચરના દરબારગઢમાં શ્રીજી મહારાજ ઘણો સમય રહ્યા હતા અને ૧૮ વચનામૃતો કહ્યા હતા. વાઘા ખાચરની વિનંતીથી ગોપાળાનંદ સ્વામીએ બધાનું દુઃખ ભાંગે એવા કષ્ટભજંન હનુમાનજીની સ્થાપના કરી આપી હતી. સ્વામિનરાયણ સંપ્રદાયમાં બહુ મોટુ નામ ઠામ અને જીવન ધરાવતા સ્વ.હકાભાઈ રૂખડભાઈ ખાચરના દરબારગઢમાં શ્રીજી મહારાજે આપેલ કાષ્ટની પાદુકા અને નાજભાઈ માત્રાભાઈ ખાચરના દરબારગઢમાં શ્રીજી મહારાજના ચરણાંવિંદ છે.

**ગઢડા સ્વામીના**

ભાવનગર જિલ્લાનું ગઢડા(ઈ.સ.૨૦૦૧ની વસતિ ૨૬૭૭૪)તો શ્રીજી મહારાજનું માનીતુ અને કર્મભૂમિરૂપ સ્થાન છે. ગઢડામાં દાદા ખાચરના દરબારગઢમાં શ્રીજી મહારાજ ૨૮ વર્ષ રહ્યા. ગઢડામાં પ્રદીપભાઈ નનકુભાઈ ખાચરને ત્યાં શ્રીજી મહારાજની પાદુકા અને સોપારીનો બેરખો છે. તથા મંગળુભાઈ ભાણભાઈ ખાચર અને રામકુભાઈ ભાણભાઈ ખાચરને ત્યાં શ્રીજી મહારાજની અંગત વસ્તુઓ એવી ઢોલણી, ખુરશી છે.[૩૭] તથા જીવા ખાચરનો મૂળ સ્વરૂપનો દરબારગઢ અને કોઠો જેમાં શ્રીજી મહારાજ રહેલા તે દરબારગઢ અક્ષર મંદિરે ખરીદી લીધેલ છે અને અને તેને યથાવત જાળવી રાખવાનો સ્તુત્ય પ્રયાસ કરેલ છે તે આવકાદાયક છે આથી મૂળ પ્રસાદીના સ્થળો અને મકાનો ભાવિકો જોઈ જાણી શકશે.

**ગઢિયા**

અમરેલી જિલ્લાના ધારી તાલુકાના ગઢિયા ગામમાં શ્રીજી મહારાજ પધારેલા ત્યારે ત્યાંના વાળા દરબારને શ્રીજી મહારાજે ચરણપાદુકા અને એક લાકડી આપેલ તે પ્રસાદીરૂપે હેમભાઈ વાળાએ સાંચવી રાખેલ છે. શ્રી ઘોહાભાઈ વાળાને ત્યાં શ્રીજી મહારાજ અને દાદા ખાચર જે ચોપાટ રમતા તે ચોપાટ અને સોગઠા અને કોડીઓ અમૂલ્ય પ્રસાદીરૂપ જળવાયેલ છે [૩૮] અને લોકો તેના દર્શનાર્થે આવે છે.

**ભગવાન સાથેના હૃદય સ્પર્શી અને પ્રેરણા દાયક પ્રસંગો**

કાઠી દરબારો અને શ્રીજી મહારાજ વચ્ચે એવા બધા અનેરા અને તાજુબી ભર્યા સબંધો હતા કે આજના યુગના માણસને તો અચંબામાં પાડી દે છે કે એક જ

વ્યકિતનો આવો જબરો પ્રભાવ.જયારે શ્રીજી મહારાજને શેરડીના સાંઠાની ફાંસ વાગી અને લોહી નીકળ્યુ ત્યારે તરત જ જીવા ખાચરે તેમના સાફામાંથી લીરો ફાડી પાટો બાંધી આપ્યો હતો. ચોમાસામાં શૌચ માટે કોઈ સ્થાન ન હતુ ત્યારે જીવા ખાચરે ચુલાને શૌચાલય બનાવી [૩૯] ભગવાનને શૌચની વ્યવસ્થા કરી આપી હતી. એવી જ રીતે મહા ઉત્સવોમાં શ્રીજી મહારાજને થુંકવા માટે સ્થળ કે સમયની મુશ્કેલી હતી ત્યારે જીવા ખાચરે પાઘડી ઉતારી થુંકવા આપેલ. ભગવાનને ચોમાસામાં ખૂબ ઠંડી ચડેલ ત્યારે તાપણું કરવા લાકડાં તાત્કાલિક ન મળતા દરબારે પોતાનો ઢોલિયો ફાડી તે લાકડાથી તાપણું કરી આપેલ.

એકવાર દાદા ખાચર દાઢી કરાવતા હતા અને અડધી દાઢી થઈ ગઈ હતીને કોઈએ કહ્યુ દરબાર શ્રીજી મહારાજ બોલાવે છે ત્યાં દાદા ખાચર અડધી દાઢીએ દોટ મૂકી ભગવાન પાસે ગયા ભગવાન કરે અરે દાઢી તો પુરી કરાવી લેવી હતી ? ના દાદાએ તરત કહ્યુ એ પછી પણ થાય આપનો પડયો બોલ જીલી લેવો એજ મહત્ત્વનુ કામ છે.

શ્રીજી મહારાજના કહેવાથી દાદા ખાચરે પોતાના બહેનોને ગરાસ સોંપી દીધો હતો, ભગવાન કહે હવે તમે શુંકરશો તો દાદા ખાચર કહે ભાવનગર રાજયમાં નોકરીએ રહી જઈશ. પણ પછી તો થોડો સમય દાદા ખાચરે બહેનોનો ગરાસ સાંચવ્યો અને પછી ભગવાનના કહેવાથી બહેનોએ દાદા ખાચરને ગરાસ સોંપી દીધો, ટૂંકમાં ભગવાનના કહેવાથી આ બનેં પક્ષો કેવો ત્યાગ કરી દેતા તે ઘટના તેમનો સમર્પણનો ભાવ બતાવે છે.

**આઝાદી બાદ કાઠી દરબારોના સંપ્રદાય સાથેના સબંધો**

શ્રીજી મહારાજની હયાતીમાં તો કાઠી દરબારો ઉપર તેમનો ઓજસ્વી પ્રભાવ અને સ્વભાવ છવાયેલો રહ્યો હતો પણ એ પછી પણ દરબારો સંપ્રદાય સાથે જોડાયેલા રહ્યા અને મહત્ત્વની ભૂમિકા ભજવતા રહ્યા હતા, જેમ કે સાળીંગપુરના હકકાબાપુ ખાચર સંસારી હોવા છતાં આજીવન સેવક તરીકે સંપ્રદાયને વરી મંદિરમાં જ રહ્યા અને અક્ષરવાટ પકડી.

ગઢડાના ભાણભાઈ ખાચર તથા દાદાભાઈ ચાંપરાજભાઈ ખાચરના સાથ સહકારથી ગઢડામાં ઘેલો નદીને કિનારે સંગેમરમરનું નવું મંદિર બંધાયુ. પાળિયાદના મહંતશ્રી ઉનડબાપુ તથા અમરાબાપુ, ચલાળાના મહંતશ્રી વલકુબાપુ



તથા સોનગઢના ભગુબાપુ વગેરે અક્ષરપુરૂષોતમ સંસ્થા સાથે પૂરેપૂરા આદરભાવથી જોડાયેલા છે.[૪૦]

**આજના સમયે સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારો**

જે દરબારો સંપ્રદાયના ઉદભવ સમયે જેટલા જોડાયેલા હતા તેના પ્રમાણમાં આજે ઓછા પ્રમાણમાં સંપ્રદાયમાં દરબારો છે, જેની સંખ્યા વધવી જોઈ પણ એ કેટલાક કારણોસર વધી નથી,પણ જે જૂના સત્સંગી કુટુંબો હતા તે લોકોમાં આજે પણ એવો જ ભાવ અને શ્રધ્ધા જોડાયેલા રહ્યા છે. ગઢડા, સાળીંગપુર, લોયા, કારિયાણી, સાવરકુંડલા, માણસા, કરિયાણા, મોટા ઝિંઝાવદર વગેર ગામોમાં પૂર્ણ સત્સંગી દરબારો વસી રહ્યા છે.

કાઠી દરબારો અને શ્રીજી મહારાજના આ પ્રકારના અનેરા સબંધો હતા પણ અંગ્રેજ ઈતિહાસકારો અને આપણા બે ચાર લેખકોનીની ભૂલ [૪૧] અને ના સમજને કારણે કાઠી દરબારોનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ નહી જાણનારા ઈતિહાસ લેખકો કાયમ લખતા રહ્યા કે કાઠી, કોળી,ભીલ જૈસી અસંસ્કારી કોમને ભગવાન સ્વામિનારાયણે સુધારી તે કાઠીઓના ઈતિહાસના અધુરા અભ્યાસની અને સમગ્ર કાઠીઓને અન્યાય કર્તા વાકય બની ગયુ તેથી તો ખુદ સ્વામિનારાયણ સંપ્રદાયે પણ આ સાચી વાત ધ્યાને આવતા એક પત્રિકા પ્રસિધ્ધ કરેલ કે હવે પછી કયારેય પણ સંપ્રદાયના પુસ્તકો કે કેસેટોમાં અસંસ્કારી કાઠીઓને ભગવાને સુધાર્યા એ વાકયો નહી મૂકવામાં આવે તેવી બાંહેધરી બો.અ.સં.અમદાવાદના સાધુ સ્વયં પ્રકાશદાસજીએ આપી હતી.

આપણા ઈતિહાસ લેખકોને બાકી કયાં ખબર હતી કે કાઠીઓમાં સતી પ્રથા ન હતી કે તેઓ દીકરીને દૂધ પીતી પણ કરતા નહોતા કે દહેજનું દુષણ નહોતુ કે અન્ય પછાત જ્ઞાતિની જેમ લગ્ન પ્રસંગે કે હોળી નીમિતે બિભત્સ ગીતો ગાવાનો રિવાજ ધરાવતા નહોતા,(અરે અર્થ અને મર્યાદા સભર ફટાણા ગાતા )ઉલટાના કાઠીઓમાં તો માન મર્યાદા ખૂબ જ રહેતા કાઠીઓ ગાય ગાભણી છે તેમ કદી ન બોલતા તેને બદલે ઓડકુ સંથાલુ છે તેમ બોલે, સો દિવસને બદલે સો જમણ શબ્દ પ્રયોગ કરતા, આ ઉપરાંત તેના લગ્ન અને મરણના રીતરિવાજો કેવા અર્થસભર અને મર્યાદાશીલ હતા તેને અસંસ્કારી લખવા એ કાઠીઓના ઈતિહાસને ઘોર અને હળાહળ અન્યાય કરવા જેવુ છે. આ તો એવુ થયુ કે કાઠીઓ ભગવાન પાછળ ઘસાયા અને તેને ઈતિહાસકારો એ આ સબંધો જોયા વિના બદનામ કર્યા અને સાવ પછાત કોમ સાથે સરખાવ્યા. આ એટલુ

જરૂર કાઠીઓ પણ સગર્વ સ્વીકારે કે શ્રીજી મહારાજના સંપર્કથી તેમના વ્યસનો ઓછા થયા અને ગરમ સ્વભાવમાં ઠંડક આવી હતી. બાકી અસંસ્કારીપણુ તો કાઠીઓમાં કોઈ રિવાજ કે વર્તનમાં નહોતુ  સિવાય કે લડાઈમાં ગેરીલા પધ્ધતિથી લડવું. શ્રીજી મહારાજના કાળમાં જ કાઠીઓના ઉદાર ચરિત્ર સંતો દાન મહારાજ અને વિસામણપીર અને જોગી જેવા બહાવટિયા જોગીદાસ ખુમાણ પણ હાજર હતા તેના ઉપર તો નજર કરો. તો હવે આપણા ઈતિહાસ લેખકો અંગ્રેજ ઈતિહાસવિદોએ પહેરાવેલા ચશ્મા ઉતારે અને કાઠીઓના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ ઉપર નજર કરે એવી લોકશાહીના નાગરિકને આગ્રહ ભરી વિનંતિ.

**ઉપસંહાર**

કોઈ એક મહાન અને પવિત્ર વ્યકિતના સિધ્ધાંત, આદર્શ અને વિચારોને જીલવામાં કેટલાક કાઠી દરબારોએ પોતાનું સર્વસ્વ સ્વામિનારાયણ સંપ્રદાયને  ચરણે ધરી દીધુ અને ધર્મ માટે જરાય પાછી પાની ગમે તેવા પ્રસંગોએ કરી નહી. ભલેને કયારેક સમાજની ટીકાનું ભોગ બનવુ પડયુ હોય જેમ કે જીવુબા, લાડુબાના ભકિત પ્રેમ વખતે.

શ્રીજી મહારાજ અને કાઠી દરબારો વચ્ચેના મૈત્રીપૂર્ણ સબંધો અને એકબીજાના માનપાન અને સ્થાન મહત્ત્વ  જાળવતા રહેલા જણાય છે. જે સ્વામિનારાયણ સંપ્રદાયના સાંસ્કૃતિક ઈતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાય  તે પ્રકારના રહ્યા છે કે એક જ વ્યકિતના બોલે આટલા દરબારો કે જે કોઈનું પણ માને નહીંકે કોઈનું પણ સીધેસીધુ વચન કે જીવન સ્વીકારે નહી તેવા લોકોએ શ્રીજી મહારાજને  સંપૂર્ણપણે સ્વીકારી લીધા  અને પોતાનું સર્વસવ ન્યોછાવર કરી દીધુ અને સંપ્રદાયને સ્વીકારી બળ આપનાર પાયાના પત્થરો સમાન ગણાયા.

વળી કાઠિયાવાડમાં શ્રીજી મહારાજને પ્રે મભાવે રોકી રાખનાર કાઠી દરબારો હતા, કારણકે શ્રીજી મહારાજ ને કાઠી દરબારો સાથે વિશિષ્ટ સબંધ બંધાયો હતો. અરે એટલુ તો વિચારો કે જે શ્રીજી મહારાજ કોઈપણ સ્થળે ગોદોહન સમયથી વધુ નહોતા રોકાતા તે દાદા ખાચરના દરબારગઢમાં ૨૮ વર્ષ રોકાયા અને  સ્વધામ પણ ત્યાંથી જ ગયા એ જ કાઠી દરબારો સાથેનો શ્રીજી મહારાજનો સબંધ પ્રસ્થાપિત કરે છે.

**પાદનોંધ**

(૧) દેસાઈ બી.જી. **'આધુનિક ભારતીય તત્વજ્ઞાન'** અમદાવાદ, પ્ર.આ. ઈ.સ.૧૯૮૧,પૃ.૧૫.



(૨) પરીખ રસિકલાલ અને શાસ્ત્રીહરિપ્રસાદ (સંપાદકો) **ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ,** ભાગ ૭, અમદાવાદ, પ્રથમ આવૃત્તિ. ઈ.સ.૧૯૮૧,પૃ.૩૧૬.

(૩) વાઘેલા બી.જી. **'ભગવાન સ્વામિનારાયણનું સમકાલિન લોકજીવન'** અમદાવાદ, ત્રીજી આવૃત્તિ ઈ.સ.૧૯૯૭. પૃ.૧૭.

(૪) વ્યાસ રશ્મિબેન ટી. **'ઓગણીસમી સદીમાં ગુજરાતમાં સ્વામિનારાયણ સંપ્રદાયનું પ્રદાન'**, રાજકોટ, પ્ર.આ.ઈ.સ.૧૯૯૭,પૃ.૨૩.

(૫) આ સમજવા જૂઓ, ખાચર પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** (પીએચ.ડી.નો પ્રગટ  મહા નિબંધ) સણોસરા, પ્રથમ આવૃત્તિ. ઈ.સ.૨૦૦૬.

(૬) ટાંક કાનજી નથુભાઈ **' એ  બાયોગ્રાફીકલ સ્કેચ ઓફ સ્વામિનારાયણ'** રાજકોટ,ઈ.સ.૧૮૯૫,પૃ.૧૨ ઉપર શ્રીજી મહારાજ માણાવદરમાં ગાદીએ બેઠાનું દર્શાવે છે તે ભૂલ ભરેલ છે.

(૭) આજ સુધીના પુસ્તકોમાં અહી ઉન્નડ ખુમાણ લખ્યા છે પણ ત્યાં ઉનડવાળા નામ સાચુ છે. જે આ લેખકના નાનીમા ના પૂર્વજ છે.

(૮) પંજવાણી મૂળજી છગનલાલ **'અક્ષરધામ ગઢપુર'** ગઢડા, પ્રથમ આવૃત્તિ. ઈ.સ.૧૯૯૩, પૃ. ૧૨.

(૯) શાસ્ત્રી પુરુષોતમવલ્લભદાસજી **'સોરઠી સંતો'** જૂનાગઢ, પ્રથમ આવૃત્તિ, સવંત.૨૦૪૫. પૃ.૧૪૧.

(૧૦) દાદા ખાચરે મંદિરને કરી આપેલા **અસલ દસ્તાવેજ**ના આધારે.

(૧૧) ભાલજા મણિલાલ લ. **'સ્વામી સહજાનંદ'** અમદાવાદ, સુધારેલી ત્રીજી આવૃત્તિ, સંવત ૨૦૧૧,પૃ.૪૨.

(૧૨) વ્યાસ રશ્મિબેન ટી. **'ઓગણીસમી સદીમાં ગુજરાતમાં સ્વામિનારાયણ સંપ્રદાયનું પ્રદાન'**, રાજકોટ, પ્રથમ આવૃત્તિ.ઈ.સ.૧૯૯૭,પૃ.૬૬.

(૧૩) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન'** જૂનાગઢ પ્રથમ આવૃત્તિ, ઈ.સ.૨૦૦૬ પૃ. ૧૨.

(૧૪) પંજવાણી મૂળજી છગનલાલ **'અક્ષરધામ ગઢપુર'** ગઢડા, પ્ર.આ., ઈ.સ.૧૯૯૩, પૃ. ૬૯.

(૧૫) એજન પૃ.૪૨.
(૧૬) સાધુ કેશવદાસ (પ્રકાશક) **'અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદગુરૂ શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતો'** મુંબઈ, બીજી આવૃત્તિ, ઈ.સ.૧૯૭૨, પૃ.૨૯૬.
(૧૭) ટાંક કાનજી નથુભાઈ **'એ બાયોગ્રાફીકલ સ્કેચ ઓફ સ્વામિનારાયણ'** રાજકોટ,ઈ.સ.૧૮૯૫,પૃ.૩૩.
(૧૮) સાધુ કેશવદાસ(પ્રકાશક) **'અનાદિ મૂળ અક્ષરમૂર્તિ સદગુરૂ શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતો'** મુંબઈ,બીજી આવૃત્તિ, ઈ.સ.૧૯૭૨, પૃ.૧૩૯.
(૧૯) ત્રિવેદી બી.ડી.અને મારડિયા એ.વી. **'ભગવાન સ્વામિનારાયણના એકાંતિક ભકતરાજ શ્રીપરવતભાઈ અને ભીમભાઈ'** અગતરાય, બીજી આવૃત્તિ ઈ.સ.નથી.પૃ.૨.
(૨૦) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન'** જૂનાગઢ પ્રથમ આવૃત્તિ.ઈ.સ.૨૦૦૬ પૃ. ૨૩.
(૨૧) એ મંદિરના **શિલાલેખની વાચના**ને આધારે.
(૨૨) શ્રી પ્રકાશભાઈ ભીખુભાઈ વાળા (દેરડી)ના લેખક ઉપરના પત્રના આધારે.
(૨૩) કામળિયા મૂકેશભાઈ ડી.(કોટિયા) ની રૂબરૂ મુલાકાતને આધારે.
(૨૪) ખાચર રણવીરભાઈ વાસ્કુરભાઈ (જસદણ)ની માહિતીને આધારે.
(૨૫) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** (પીએચ.ડી.નો પ્રગટ મહાનિબંધ) સણોસરા, પ્રથમ આવૃત્તિ,ઈ.સ.૨૦૦૬, પૃ.૨૧૧.
(૨૬) સ્વામીશ્રી રણછોડ ભકત **'અનાદિ મહા મુકત સ્વામી શ્રી જાગા ભકતની વાતો** ભાગ ૧ થી ૩,રાજકોટ ,બીજી આવૃત્તિ,પૃ.૨૮૩.
(૨૭) છત્રપતિ ભગવાનલાલ સપંતરામ (અનુવાદક) **'કર્નલ વોકરનો રિપોર્ટ'** મુંબઈ,ઈ.સ.૧૮૭૦,પૃ.૩૧.
(૨૮) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'** રાજકોટ પ્રથમ આવૃત્તિ.ઈ.સ.૨૦૧૦,પૃ.૧૦૦.
(૨૯) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'કાઠિયાવાડ સર્વસંગ્રહ'** જૂનાગઢ, (સંશોધિત પુનઃઆવૃત્તિ) ઈ.સ.૨૦૦૫,પૃ.૪૭.



(૩૦) કુંડળ ગામની રૂબરૂ મુલાકાત અને સંશોધન તપાસને આધારે.
(૩૧) કારિયાણી ગામની રૂબરૂ મુલાકાત અને સંશોધન તપાસને આધારે.
(૩૨) ધાધલ રામભાઈ સાદુળભાઈ (કનેસરા, હાલ ચોટીલા)ની રૂબરૂ મુલાકાતને આધારે.
(૩૩) શ્રી પ્રકાશભાઈ ભીખુભાઈ વાળા (દેરડી)ના લેખક ઉપરના પત્રના આધારે.
(૩૪) મોટા ઝિંઝાવદર ગામની રૂબરૂ મુલાકાત અને સંશોધન તપાસને આધારે.
(૩૫) વાંકિયા ગામની રૂબરૂ મુલાકાત અને સંશોધન તપાસને આધારે.
(૩૬) લોયામાં તે તલવાર ઉપરના લેખની વાચનાને આધારે.
(૩૭) ગઢડા ગામની રૂબરૂ મુલાકાત અને સંશોધન તપાસને આધારે.
(૩૮) ખાચર પ્રદ્યુમ્ન ભ. **'શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન'** જૂનાગઢ પ્રથમ આવૃત્તિ. ઈ.સ. ૨૦૦૬ પૃ. ૨૫.
(૩૯) સાધુ સ્વયંપ્રકાશદાસ **'સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન'** દ્વિશતાબ્દિ મહોત્સવ, પુસ્તિકા, પૃ.૧૧.
(૪૦) એજન,પૃ.૭.
(૪૧) એ લેખકો એ લખેલા વાકયને પછીના બધા જ લેખકો આંખો બંધ કરીને કે કાઠીઓના ઈતિહાસને અણદેખ્યો કરીને અનુસરતા રહ્યા અને એક આખી જ્ઞાતિને ખોટી રીતે સમજયા વિના અન્યાય થતો રહ્યો.

❖ **ગુજરાત ઈતિહાસ પરિષદ દ્વારા 'શ્રી સહજાનંદ સ્વામી અને સ્વામિનારાયણ સંપ્રદાય ઐતિહાસિક સામાજિક અને સાંસ્કૃતિક પરિપ્રેક્ષ્યમાં' રાષ્ટ્રીય સંગોષ્ઠિ અક્ષરધામ નવી દિલ્હી ખાતે તા. ૧,૨,૩ – માર્ચ – ૨૦૧૩ રજૂ કરેલ શોધ પત્ર.**

## ६. काठियावाड के प्रमुख व्यापारिक केन्द्र

काठियावाड ये भारत के पश्चिम भाग में आया हुआ बहुत प्राचीन प्रदेश है, और यह प्रदेश गुजरात का विशिष्ट भौगोलिक और सांस्कृतिक प्रदेश रहा है, काठियावाड संत शूरा और दानवीरों, भक्त, सती की भूमि रहा है, ये प्रदेश का वर्णन रामायण और महाभारत में भी मिलता है और प्राचीन काल से ही उसका इतिहास रोचक और अभ्यास के पात्र रहा है. काठियावाड प्रदेश सोमनाथ, द्वारका, गीर के सिंह और महात्मा गाँधी और महमदअली जिन्ना के जन्मस्थान से और राजकोट के राजवी लाखाजीराज, गोंड्ल के राजवी भगवतसिंहजी और भावनगर के राजवी कृष्णकुमारसिंहजी के नाम से प्रसिद्ध है.

काठियावाड प्रदेश का पुराण प्रसिद्ध नाम सौराष्ट्र है, उनके भी अलग अलग नाम पाये जाते है जैसे की सुराष्ट्र (अच्छा देश)[१] सुर राष्ट्र (देवताओ का देश) सौरराष्ट्र[२] (सूर्यपूजको का देश )कहा जाता था. लेकिन उसका नाम मराठा लोगोने काठी पर से काठेवाड[३] रख दिया और अंग्रेजो ने उसका नाम काठियावाड कर दिया, तो लोगोने सौराष्ट्र का नाम छोड़कर काठियावाड ही कहना पसंद किया .लेकिन जब आज़ादी के बाद राजकोट में सौराष्ट्र सरकार ढेबरभाई के नेतृत्व में आयी और उन्होने फिर पुराण प्रसिद्ध नाम सौराष्ट्र कर दिया ।

काठियावाड प्रदेश में १९४७ तक२२२ रजवाड़े रहे थे, जिसमे जूनागढ़ राज्य सबसे बड़ा और जामनगर,भावनगर,ध्रांगध्रा,पोरबंदर, गोंडल वगेरह राज्य रहे थे ।

काठियावाड द्वीपकल्प भारत के पश्चिम कोने में २०– ४०–२५ उत्तर अक्षांश और ६९–५ से ७२–२० पूर्व रेखांश के बीच आया है । उसका क्षेत्रफल अंदाजित ६१००० चोरस माईल और इसकी उत्तर दक्षिण लंबाई २५७ किमी. और पूर्व पश्चिम चोड़ाई ३४६ किमी थी और १८८१ में बस्ती २५ लाख और १९मी सदी के प्रारंभ में साल की वार्षिकआमदनी १५३ लाख की रही थी[४]। ये काठियावाड द्वीपकल्प के १० विभाग उस वक्त रहे थे, (१) काठियावाड (२)झालावाड (३) मछु कांठा (४) हालार (५) ओखामंड्ल (६) बरडा (७) सोरठ (८) बाबरियावाड़ (९) उंड सरवैयावाड़ (१०) गोहिलवाड़[५] काठियावाड को १२०० किमी का दरिया किनारा मिला था और २०० से ज्यादा नदियाँ और गिरनार, बरडा, ठांगा, मोरीधार, शत्रुंजय, नांदिवेला, सानावांकिया का पर्वत मिला उसका बहुत फायदा व्यापार में मिला था ।

ये सब परिस्थिति और भूगोल और राज सत्ता की वजह से काठियावाड में निम्न लिखित शहर और गॉव में प्रमुख व्यापारिक केंद्र रहे है । काठियावाड के व्यापार केन्द्रों की बाते हमें जैन आगम साहित्य, जैन ग्रंथो और वसुदेवहिंडी और विदेशी मुसाफरो के अहेवाल से



मिलती है । ह्युएनसांग लिखता है की काठियावाड के बहुत सारे लोग व्यापार और जहाजवटू करते थे ।

**काठियावाडमें व्यापार का खिलने का कारण :**

(१) ये प्रांत में बहुत अच्छी जमीन, नदी, पर्वत और दरिया और खनीज संपति के कारण यहाँ उधोग धंधे विकसित हुए थे ।

(२) काठियावाड में १८०७ के पहले जल डकैती (चाचियागिरी) चलती थी और जूनागढ और पोरबंदर जैसे बडे राज के कुछ शासक भी जल डकैती करते थे । लेकिन जब १८०७ में काठियावाड के राजाओने ब्रिटीश सरकार के साथ वोकर सेट्लमेंट किया तब से काठियावाड में लडाई और जल डकैती खतम हो गई । और शांति का युग आ गया और घंधा रोजगार बढे, लेकिन कहने का मतलब ये नहीं के इसके पहले काठियावाड में घंधा रोजगार नहीं थे ये तो बहुत पुराने वक्त से चल रहे थे ।

(३) काठियावाड में दरिया की और अच्छी खुशनुमा आबोहवा की वजह से यहाँ नमक उधोग बहुत अच्छी तरह से फुलाफाला था ।

(४) काठियावाड में जूनागढ की सोनरख नदी में से सोने की पत्ति या कण मिलती थी, जामनगर के पास भडला के पर्वत से तांबा मिलता था । पोरबंदर के पास राणावाव, बखरला, पालिखडा, विसावाडा में से लोहा मिलता था.

(५) नवानगर यानी के जामनगर, जूनागढ, भावनगर के पास से असली मोती, सफेद परवाला, मोरबी के टंकारा के पास अकीक के पत्थर मिलते थे और उसकी मांग राजा रजवाडा में और परदेश में रहती थी.

(६) काठियावाड में बरडा, चोटिला और गीर में घी उधोग बहुत अच्छी तरह से विकसित था, यहाँ का घी मुंबई जाता था ।

(७) काठियावाड की जमीन बहुत अच्छी और उत्पादक रही है । इसमे कपास, इख, गेहू, बाजरा, तील, मुंग, चने वगेरह का पाक होता था, तो इसी के साथ जुडे हुए उधोग भी विकसित हुए थे ।

(८) ये सभी कारण और अच्छी भौगोलिक संपति,राजकीय शांति और साहसिक लोग की वजह से यह व्यापारिक कें खिले थे ।

(९) काठियावाड में अच्छा रास्ता, रेलवे और बंदरो की सुविधा से व्यापार का विकास

१९मी सदी से बहुत अच्छी तरह से फुलेफाले थे।

(१०) काठियावाड के मरजिवे मल्लाह और मालम, आम लोगो और व्यापारीओने हिंदी महासागर के कोने कोने में घूमकर देश विदेश के बंदरो में व्यापारी संबंध विकसित किया था। पूर्व चीन और जावा से और पश्चिम में जंगबार, आफ्रिका, अरबस्तान और इरानी अखात तक होडीया घुमाई थी इसी कारण से काठियावाड में व्यापार बहुत अच्छी तरह से फुलाफाला था। काठियावाड के निम्न लिखित जगाओ पर बहुत अच्छी तरह से व्यापार चलता था। इसके पीछे का कारण यहाँ के बंदरगाह और अच्छी नौका प्रवृत्ति थी। इसलिए हम पहले नौका प्रवृत्ति की थोडी बाते समज ले। काठियावाड के बंदरो और नौका प्रवृत्ति की प्रवृत्ति इ.स. पूर्व ३००० साल से पुरानी है। उसके सबूत इजिप्त में मिले पुरावशेष से मिलती है। ह्युएट नामक लेखकने काठियावाड नौका प्रवृत्ति की बडी तारीफ की है। हेरोंकोटर्स के उल्लेख मुजब ये जल मार्ग से चलता व्यापार बहुत प्राचीन है। इ.स.१५० में टोलेमीने बर्टीएस नामक ग्रंथ में काठियावाड के नौका प्रवृत्ति का वर्णन मिलता है।[६] काठियावाड का व्यापार आफ्रिका, बंदरामास, अबुधाबी, लालसमुद्र, जैडा, अरबी समुद्र, चीन, जापान, जावा, रोम का बंदर तक चलता था।[७] इ.स.१८४२ में काठियावाड में सब मिल के ६२ बंदर थे, इसमे १२ खाडी खतम हो जाने से बंध हुवे थे। इ.स.१८८० में काठियावाड के बंदरो में एक साल में ९७०० जहाज[८] का आने जाने का हुवा था, इसमे से ८४२७ नौकाजहाज परदेश गए थे, ये भी बात काठियावाड के व्यापार की समृद्धि दिखाती है।

**वलभी :**

यह गुजरात का प्राचीन नगर था, जो भावनगर के पास बहुत प्राचीन शहर वलभी आया था। आज वो दरिया से दूर है। आजकल उसको वल्लभीपुर (वला) नाम से जाना जाता है। वलभी पूरा हिंदुस्तानमें एक संस्कार केंद्र माना जाता था। वलभी मैत्रको की राजधानी और एकबड़ा बंदर था। बोद्ध ग्रंथ 'आर्यमंजुश्रीमूलकल्प' में वलभी का समुद्री व्यापार का उल्लेख मिलता है। वलभी के लोगो समुद्र पार करके शुरा पहुचे थे, वलभी का असिरिया के साथ सीधा व्यापारी संबंध रहे थे, वलभी का नाविकपति गृहगुप्त[९] कुबेर जैसा धन समृद्ध था। उत्तर हिन्द के बहुत सारे व्यापारी व्यापार के लिए वलभी आये थे उसका प्रमाण मिलता है। वलभी में एशिया में प्रसिद्ध वलभी विद्यापीठ रही थी। वलभी में चुंगी अधिकारी के शालीक्क नाम से जाना जाता



था। वलभी का पतन आरब लोगोने इ.स. ७८५ में किया।

**हाथब :**

हाथब भावनगर के पास पड़ता है। १०–११ वि सदी में हाथब काठियावाड का व्यापार का बड़ा केंद्र और प्रसिद्ध बंदर रहा था। इसके अनेक नाम इतिहास में से मिलते है, हस्तवप्र अस्तकप्र हस्तिकल्प हाथब में से तांबे के आहत सिक्के मिलते थे।[१०]

**द्वारका :**

तोलेमी ने अपने वृतांत में जो बराका लिखा है वो द्वारका ही होगा। द्वारका काठियावाड में आया हुआ बडोदा के गायकवाड का ओखामंड्ल महाल का एक बड़ा शहर था। द्वारका के पास रूपेण, रत्नेश्वर, आरंभडा, राजपुरा नामक छोटे मोटे बंदर थे यहाँ से मुंबई और कराची तक स्टीमरे जाती थी इसमे घी, तील, उन आदि बाहर भेजते थे, और आफ्रिका तरफ बड़ी मात्रा में नमक यहाँ से जाता था और वहीं से इमारती लक्कडी कोड़ा और श्रीफल आते थे। बेट की आसपास की खाड़ी से शंख और मोती और चरराकिक पत्थर निकलते थे। इसमे शंख ओरिस्सा जिले में जाते थे वहां उसके कंगन बनते थे। चरराकिक पत्थर के बटन बनते थे। द्वारका, आरंभडा और वरवाला के सुतार जहाज बांधते थे।[११] ये जहाज पुरे गुजरात में बिकते थे। बेट द्वारका के मलाह पिनांग, सिंगापोर, करांची, विगुर्ला और मलबार से अपने घर के लिए चीजवस्तु लाते थे ये उसकी अच्छी स्थिति बताता है।

**घोघा :**

महावंश मे एककथा मिलती है की लात के (सिहोर) सिहोरना सिंहबाहू राजाके पुत्र राजकुमार विजयने बंदर से निकलकर लंका पर विजय प्राप्त करके उसका नाम सिहलद्विप रखा था, और इसके प्रमाण में गुजरात में एक कहावत मिलती है 'लंका नी लाडीने घोघा नो वर' जो गुजरात का लंका के साथ के सांस्कृतिक संबंधो की घोतक है। घोघा भावनगर के पास है। घोघा १३–१४वी सदी में व्यापार का बहुत बड़ा केंद्र रहा था। घोघा बडा शहर था बंदर शहर से चार माईल दूर था, वहां से छोटी होडीमें बेठकर लोग शहर में आते थे। घोघा में जहाज बनाने का बहुत बड़ा उधोग था और जहाज के अनेक कारखाने[१२] थे, गुजरात के सुल्तान महमूद तीसरे ने १५०० गुराब नाम या जात के लडायक जहाज बनाने का हुकम ५ शहरों को दिया था,[१३] उसमे एक शहर घोघा था ये जहाज उधोग का प्रमाण है। आफ्रिकन मुर प्रवासी इब्नबतूता ने घोघा की मुलाकात ली थी उसके वृतांत के मुताबिक घोघा बड़ा शहर था, उसकी बाज़ार में वो घुमा था, राजा हिंदु (मोखडाजी गोहिल ) था।[१४]

**वेरावल, मांगरोल :**

काठियावाड का सबसे बड़ा राज्य जूनागढ़ था, ये राज्य में ८६१ गॉव सामिल थे [१५] और राज्य की आमदनी भी अच्छी रही थी राज्यमें बहोत बड़े बंदर रहे थे, इसमे वेरावल, भेराई, सुत्रापाड़ा, मांगरोल सामिल थे वहां से अच्छा व्यापार चलता था । इ.स. १८८० में ,भेराई बंदर में २७ , मांगरोल में १७ वेरावल में ७० वहाण की संख्या थी ये उसकी यातायात का प्रमाण बता रहा है । ये बंदरो से राज्य बड़े पैमाने से मछ्ली पकड के विदेशो में भेजते थे, सुत्रापाड़ा में इ.स.१८८६ से पहले कपास का जीन बने और यहाँ का रुई बहार जाने लगा । वेरावल को पहले वेलाकुल नामसे जानते थे । वहां का व्यापार इरानी अखात तक चलता था । वेरावल के आसपास प्याज बहुत[१६] होती थी और ये प्याज यहाँ के बंदर से १९वी सदी में विदेश में भेजी जाती थी। वेरावल से माल मस्कत, करांची, मुंबई जाता था। अलबिरूनी लिखता है कि सोमनाथ पाटन के बंदर से अफ्रीका के सोमाला और चीन के साथ व्यापार चलता था। वेरावल बंदर से इ.स.१८७९-८० में अठाइस लाख का माल आयात किया गया था और ग्यारह लाख का माल की निकास की गई थी ।

तोलेमी मांगरोल के लिये मोनोग्लोसम नाम [१७] लिखता है और उसकी बाजार का भी निर्देश करता है । विदेशी मुसाफर बारबोसा लिखता है की मांगरोल बंदर से घोड़ा, गेहू, डांगर, कपास, हाथीदांत और सब्जी परदेश भेजी जाती थी । मांगरोल में हाथीदांत और सुखड की पेटिया बनती थी. मांगरोल के आसपास में 'लाबर कुवा' नामक जमीन में बड़ी उच्च जात का कपास होता था जिसके जमीन के नाम से 'लाबर कुवा' रुई नामसे जाने जाते थे, ये रुई की मांग मुंबई में बहुत रहती थी तो ये रुई वहां ही भेजते थे । नागरवेल का पान मांगरोल और चोरवाडमें बहुत होते थे ये पुरे गुजरात और परदेश में यहाँ से भेजे जाते थे ।

**महुवा :**

महुवा शहर भावनगर राज्य में शामिल था और ये व्यापार का बड़ा केंद्र रहा था, यहाँ खिलोने का व्यापार देशविदेश में विख्यात रहा था । महुवा के पास कतपर, निकोल, दयाल, कलसार, नायप , डोलिया और कोटड़ा जैसे छोटे बंदर रहे थे वो भी उपयोगी रहा करते थे । यहाँ खिलौना उधोग १९मी सदी में इ.स.१८७० में महुवा में मणियार डुंगरशी जीवा और मकनजी जीवाने खेर के लक्कडी से बने संघेड़ा पर (लक्कडी कोतरने का औजार) लक्कडी के बलोया, डिब्बे, फूलदानी बनाई और उसको मामूली कीमत से बेचकर अपना गुजरान चलाते थे,[१८] लेकिन बाद में किसीने बताया की आप लोहे का संघेड़ा बनालो और उसने ये सलाह मान ली ।



अब लोहे के संघेड़ा से द्राक्ष, बादाम, सोपारी, इलायची, लॉन्ग, खारेक, तील के दाने और अच्छी चीजे बनाई और ये चीजो को रंग लगाकर आबेहूब बनाई तो असली चीजे जैसी लगने लगी तो ये लोगोने खुश होकर हाथी दांत पर काम करने लगे और अब्बुलस के फुलजाड और वेल की नक्स्कारी कामवाली ड्बीया और हाथीदन्त के बटन बनाये । ये लोग दुधिया, सीसम, अबुलस, हल्दरवा की लक्कडी और रंग, लाख,गंधक और राजन बाजार में से खरीदते थे और बनाये खिलोने को मुंबई, अमदावाद, सूरत, राजकोट , जामनगर, और जूनागढ़ में बेचते थे । महुवा का ये खिलौना उधोग पुरे गुजरात में प्रख्यात हुआ था । उसके अलावा महुवा बंदर से अन्य चीज वस्तु का व्यापार अच्छी तरह चलता था । महुवा में मछ्ली पकड़ने का भी उधोग सदी ओ से बहुत अच्छी तरह से चलता था । महुवा बंदर से इ.स.१८७९-८० में इक्कीस लाख का माल आयात किया गया था और तेईस लाख का माल की निकासी गई थी ।

**जामनगर :**

जामनगर की स्थापना जाम रावलने सवंत १५९६ श्रावण शुक्ल ७ बुधवार के दिन की थी ।[१९] उसके शासक जाडेजा जाम रावल थे, ये वंश का शासन आजादी तक रहा था । जामनगर के बंदरो का व्यवहार देश परदेश से सदीओ से रहा है, मुंबई और कंराची जैसे बंदर प्रकाश में नहीं आये थे, उससे पहले जामनगर के बंदर जोड्या, सलाया से विदेश व्यापार चलता था। जोड्या बंदर से उन की निकास युरोप के देशो में बड़े पै माने में होती थी । लीवरपुल की बाजार में जोड्या की उन बहुत प्रख्यात रही थी, जोड्या की उन बहुत अच्छी और उंच तरह की मानी जाती थी जो परदेश में अन्य देश की उन से ज्यादा भाव मिलते थे और जामनगर व्यापार का बहुत बडा केंद्र रहा था । यहाँ सुती कपड़े की बांधनी सारी, कंकु, अतर का व्यापार बहुत बड़े पैमाने पर चलता था। जामनगर में सबसे बड़े प्रमाण में कपडे को रंग लगाने का उधोग चलता था । ये व्यापार खत्री लोग करते थे, ये हिंगलाज माता के भक्त रहे थे, इसके बारे में एक दंतकथा मिलती है के ये खत्री लोगो को हिंगलाज माता के आशीर्वाद मिले थे की आप लोग जैसा रंग लगाना चाहोगे ऐसा चटाकेदार रंग कपडे पर आ जायेगा । खत्री के रँगे हुए कपडे देश परदेश में विख्यात थे । जामनगर के रंगरेज पोपटलाल वालजी साफा यानि क्पघडी बनाने में बाहोश थे, उसका साफा या पघडी भारतभर में विख्यात थे ।[२०] जामनगर में दूसरा बड़ा व्यापार बांधनी सारी का था । यहाँ सुती, मलमल, रेशम, ज्योर्जट, सिफोंन, फुलवोयल, नायलोन, दोरिया, चंदेरी, वेंकटगिरी वगेरह कपड़े से बांधनी बांधी जाती थी, ये बांधनी का व्यापार दिल्ही, जयपुर, बनारस, कोलकता, मद्रास, बेंगलोर और मुंबई तक बहोत अच्छी तरह से चलता था, ये काम

खत्री और वांजा लोग करते थे।

जामनगर में दूसरा बड़ा व्यापार कुंकुम और चुंदडी का था, इसकी वजह से जामनगर को सोभाग्यनगरी नाम से भी जाना जाता है। जामनगर में तीसरा बड़ा व्यापार अत्तर का रहा था, जो बरसो से प्रख्यात रहा है उसका मुख्य उत्पादक अली अकबरहुसेन थे जो अपनी तीन पीढि से अत्तर बनाते है ये व्यापार की शरुआत १८९० के आसपास से हुई थी. ये हिना, गुलाब, मोगरा नामक प्रख्यात अत्तर बनाते थे उसका अत्तर की परदेश में भी मांग रहती थी, जामनगर में मछ्ली पकड़ने का भी उधोग सदीओ से बहुत अच्छी तरह से चलता था, जामनगर में दिनांक २१-११-१८८३ के रोज मुंबई के गवर्नर लोर्ड हेरिसने जामनगर राजकोट रेलवे की नीव रखी और ८५ किमी.लंबी मीटरगेज लाइन दिनांक ८-४-१८९७ से शुरूकी गई इससे जामनगर का व्यापार अच्छा विकास हुआ। जंगबार ने तो काठियावाड लोगोने हालार का परा बना दिया था, वहाँ के धंधे में १०००० काठियावाडी काम करते थे, ये भी जामनगर की व्यापार की समृधि बताता है, जामनगर के बंदर में इ.स. १८८० में १५० नौकाजहाज , जोडिया में ११०, बेडी में ५०, सलाया में ११०, आवनजावन में रहते थे।

**भावनगर :**

भावनगर शहर की स्थापना इ.स.१७२३ में महाराजा भावसिंहजीने की थी [२१]। गोहिलवाड़ विस्तार मे भावनगर राज्य आया था ये राज्य में ६५० से ज्यादा गॉव शामिल थे, भावनगर राज्य को भावनगर के अलावा अन्य बंदर महुवा और छोटे छोटे अन्य बंदर मिले थे, इसकी वजह से ये शहर व्यापार का बहोत बड़ा केंद्र बन गया था, इ.स. १८८० में ११५ महुवा में ५० नौका जहाज रहे थे. भावनगर के बंदर में आयात हुआ परदेशी माल अन्य रास्ते से मुग़ल बादशाह को दिल्ही पहुचता था, इसलिए कच्छ काठियावाड और मेवाड़ के राजपूत ताकत के मोरचे यही व्यापारी राजमार्गे जुड़े थे, भावनगर बंदर का व्यापार इरान के अखातमें अरबस्तान में, अफ्रीका के उत्तर के किनारे पर और चीन तरफ चलता था, भावनगर में १९मी सदी के अंत में कापडकी मिले, साबू के कारखाना, ओइल मिल, केमिकल, सोडा वोटरकी फेक्टरी वर्कस, लक्कडीकी पटि्या बनाने का मशीन और खिलोने का उधोग चलता था, [२२] भावनगर में मछ्ली पकड़ने का भी उधोग सदी ओ से बहुत अच्छी तरह से चलता था।

भावनगर राज्य बड़ा उद्यमी राज्य रहा था, शायद उसने व्यापार का विकास के लिए ही काठियावाड में प्रथम भावनगर गोंड्ल रेलवे की नीव सर रिचार्ड टेम्पल के हाथ से रखी और दिनांक १८-१२-१८८० के दिन ये रेलवे को जेम्स फर्ग्युसने उद्घाटित की, भावनगर का



व्यापार बहुत अच्छी तरह से चलता था लेकिन ब्रिटिश सरकार ने उसका व्यापार का शोषण किया और भावनगर राज्यने ब्रिटिश सरकारके दबाव से इ.स.१८६० में करार किया तब से भावनगर बंदर पर जकात ब्रिटिश बंदरो मुताबिक लेने लगी इसलिए भावनगर का व्यापार को फटका लगा और भावनगर का व्यापार कंगाल हो गया। ये परिस्थिति १८६० से १९१७ तक विरमगाम लाईन दोरी रद की गई तब तक रही।

**पोरबंदर :**

पोरबंदर में जेठ्वा वंश का शासन रहा था और पोरबंदर बड़ा शहर था, और पोरबंदर राज्य को पोरबंदर के अलावा माधवपुर, मियानी, लांबा और नवीबंदर बंदर मिले थे ,११वी सदी में पोरबंदर के मेर लोग नौका विद्या में निपुण थे, हर्षद का १४वीं सदी का प्रख्यात व्यापारी जगडुशा था, उसके पास अनेक जहाज और बड़ा व्यापार था, भारत में बड़े नौका जहाज की शुरुआत पोरबंदर के व्यापारीने ही की थी, पोरबंदर में नाव और नौका जहाज बनते थे, इ.स.१८८८ में ७२ जहाज यहाँ बने थे, नवीबंदर का खारवा साल में एकबार जांजीबार का पेड़ अवश्य देख आता था ऐसा लोगो मे कहा जाता था, पोरबंदर का खारवा रंगून, अकयाब, तक की सफ़र में जाते नहीं तब तक उनको अपनी मोटाई या बडपन लगता नहीं।

पोरबंदर में १९वी शताब्दी में ये चार पांच उधोग चलते थे (१) मछ्ली (२) पत्थर (३) घी (४) जहाज। पोरबंदर का मछ्ली पकडने का धंधा बहुत अच्छा चल रहा था, यहाँ के दरियेमें से पॉम्फ्रेट, सोले, विछ्यिो, पालवो, अरदियो, शेकाद,मगरी, सामरी टीमब्रेन, गोखरू, फारवु, गुंगनी, बागी, करचला नाम की [२३] मछ्ली और खाड़ी में से ओईटर (कालु) मछ्ली मिलती थी, पोरबंदर के शुद्ध घी की एड्न, सीलोन, बर्मा, सिंगापोर, अफ्रीकामें और भारत में मुंबई, कोलकता, मद्रास और करांची में मांग रहती थी, पोरबंदर के पास आदित्याना का लाईम स्टोन बहुत मजबूत और भेज रहित ज्यादा मात्रा मे निकलता था, उसमे एक पत्थर का नाम घोडा पत्थर था, उसकी भारतभर और अफ्रीका रो मध्यपूर्व के देशो में मांग रहती थी तो उसका व्यापार बहुत चलता था, पोरबंदर का व्यापार बर्मा, जावा, मलबार,आफ्रिका, अरबस्तान, इरानी अखात के देशो, सुएज़, एड्न, मलाका, बसरा, बुशायर, मोजाम्बिक के साथ चलता था। [२४] पोरबंदर विदेश मे से बिजली का सामान, हार्ड्वेर, दवा, मोटर, रेशमी कृत्रिम कापड,सक्कर, खजूर और चावल आयात होता था और लाईम स्टोन, घी, नमक और रूई की निकास होती थी, इसके हरसाल के आयात निकास के आंकड़े देखने से उसके बड़े प्रमाण का पता चलता था।

**अमरेली :**

अमरेली काठियावाड, में आया हुआ बडोदा के गायकवाड एकमहाल था, ये शहरमें सुती कपडे बुनने का काम बहुत अच्छी तरह से होता था, इसमे सुती चोफाल, पछेडी बनती थी और उसको रंगने का काम भी यही के रंगरेज लोग करते थे । [२५] अमरेली में कलात्मक कारीगरी वाले चाँदी के बर्तन बनते थे और उसकी मांग विदेश में रहती थी, सुगंधी तंबाकू बनती थी, चलाला में घी का व्यापार अच्छा चलता था यहाँ का घी मुंबई और कोलकता जाता था ।

**सिहोर :**

सिहोर भावनगर राज्य में सामिल था, ये शहर में तांबा–पीतल के बर्तन का उधोग बड़े पैमाने पर चलता था, ये व्यापार कसेरा (Copper Smith) लोग करते थे ये लोग का बर्तन पूरा काठियावाड, गुजरात और भारतभर में बिकता था । [२६]

**मोरबी :**

मोरबी में जाडेजा वंश का शासन था और राज्य की स्थापना कायोंजीने की थी, मोरबी राज्य को नवलखी और ववाणीया नामक बंदर मिले थे, [२७] वहा से बहुत बडी आयात निकास होती थी । ववाणीया बंदर से इ.स.१८७९–८० में दो लाख का माल आयात किया गया था और पोने दो लाख का माल की निकास की गई थी, नवलखी बंदर से नमक बंगाल में जाता था, ये नमक उधोग मोरबी का जब तक अंग्रेजो की दखलगिरी न हुई तब तक अच्छी तरह चलता था, मोरबी राज्यने व्यापार के विकास के लिए इ.स. १८८६ से रेलवे का बांधकाम करना शरूकिया और उसी ही साल में ११७ किमी. की वढ्वाण वांकानेर रेलवे शरु हुई इस लाईन को इ.स. १८९० मे वांकानेर से राजकोट तक पहुचाई । इ.स.१८९४–९५ में मोरबी टंकारा की २० किमी.की नेरोगेज रेलवे बनाई ।

**काठियावाडके व्यापार की असरे :**

काठियावाड में प्राचीन काल से व्यापार बहुत अच्छी तरह से देश विदेश के साथ चलने से बहुत सारे राजवंशो ने बाहर से काठियावाड में आना पसंद किया और उसने राज्य की स्थापना की ज्यादातर राजवंश बाहर से आये थे, ऐसे ही अंग्रेजो की काठियावाड की तरफ नजर लगी और काठियावाड समृधि और व्यापार और परिस्थिति देखकर ही आये थे, ये व्यापार की वजह से १९वी सदी में राजवीओने रेलवे और वाहनव्यवहारकी सुविधा बढ़ाई तो १९२० तक में आधे काठियावाड में रेलवे आ गई , ये व्यापार की वजह से काठियावाड अनेक साहसिक लोगो भाट्यिा, लोहाना, मेमण ने एशिया और आफ्रिका में अपनी बडी पीढ़ी स्थापी



और वहां बहुत सारा धन कमाकर वो धन काठियावाड में लाये और उन्होने खंभालिया, कुतियाणा, पोरबंदर, उपलेटा और धोराजी में बड़ी महालते खड़ी की थी और अनेक संस्थाओ को दान दिया उसका फायदा काठियावाड के लोगो को मिला ।

**उपसंहार :**

काठियावाड का जल और स्थल मार्ग का व्यापार कब से शुरू हुवा होगा ये कहने का कोई ठोस आधार नहीं है, लेकिन इतना सही है कि ये व्यापार प्राचीनकाल से चलता था, हरिवंशके काल से लेकर सिंकदर की चडाई तक काठियावाड के लोगोने हिंदी महासागर के एक कोने से दुसरे कोने तक अपना डंका बजाया था, काठियावाड के व्यापारी एशिया और आफ्रिका के देशो के साथ व्यापार कर रहे थे, जबसे काठियावाड में जल डकेती पर अंकुश आया तब से ये व्यापार अच्छी तरह से फुलाफाला था, लेकिन जबसे ब्रिटिश सरकार की दखलगिरी होने लगी तबसे ये व्यापार में रूकावट आई. बाकी जब ब्रिटिशरोने ओस्ट्रेलिया का नाम भी सुना नहीं था तब से भारतीय लोग ओस्ट्रेलिया जाते थे, जबसे मुंबई का बंदर विकास हुवा तबसे गुजरात और काठियावाड के व्यापार की पडती हुई और मुंबई समृद्ध होने लगा.

**पादनोंध :**

(१) सवंत १२०२ का **'मांगरोल के शिलालेख'** के आधार से
(२) **'सौराष्ट्र दर्पण'** (मासिक) ऐप्रिल मई १८७१, पृ – ९४
(३) जोटे रत्नमणीराव भीमराव **'गुजरातनो सांस्कृतिक इतिहास'** (इस्लाम युग ) खंड –१, अमदाबाद, पुन मुद्रण, इ.स. १९६८ पृ. २८१ .
(४) खाचर प्रद्युम्न **'काठियावाड सर्वसंग्रह'** जूनागढ, सशोधित आवृति, इ.स. २००५ पृ.प १.
(५) **विज्ञान विलास** (मासिक) इ.स. १८६८, पृ. ३२
(६) **शारदा** (मासिक) फरवरी इ.स.१९३२ पृ. ८८२.
(७) वही ,पृ. ८८३
(८) **देशी राज्य** (मासिक) सप्टेम्बर १९३५, पृ. २७४.
(९) जोटे रत्नमणीराव भीमराव **'गुजरातनो सांस्कृतिक इतिहास'** (इस्लाम युग ) खंड १, अमदाबाद, पुनमुद्रण, इ.स. १९६८, पृ. ५५ .
(१०) परीख रसिकलाल और हरिप्रसाद शास्त्री **'गुजरात नो राजकीय अने सांस्कृतिक इतिहास भाग २'**, अमदाबाद, प्रथम आवृति, इ.स. १९७२ पृ.

